વર્ષ ૧લું: ' નવચેતન પ્રકાશન ૪૭ નૂતન ગ્રંથમાળા પુ રજું :પુસ્તક રજું

# જીવન સાથી
[ ભાગ ૧ લો ]

-: લેખક :-
શ્રી ડુંગરસી સંપટ
ઘરની રાણી-સંસ્કારલક્ષ્મી-જીવન સખી વગેરેના લેખક.

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬, ભદ્ર; અમદાવાદ



## અર્પણ

સાજન્યતા, વિદ્વતા, સ્વદેશ પ્રેમ અને પરમાર્થના

આદર્શસમા ભાઇશ્રી મનુ સુબેદારને

સપ્રેમ અર્પણ

**ડુંગરસી ધરમસી સંપટ**

# નિવેદન

ગુજરાત સમક્ષ નૂતન ગ્રંથમાળાનું ૨ જુ પ્રકાશન જીવનસાથી શ્રી ડુંગરસી સંપટકૃત રજૂ કરતાં અમને હર્ષ થાય છે.

તાજેતરમાં નવચેતન સાહિત્ય મંદિર તરફથી શ્રી કનૈયાલાલ મા. મુનશી, ગુજરાત સા. પરિષદની મધ્યસ્થ સભાના અંગે અમદાવાદ આવેલા હોઈ તેમના સત્કારાર્થે યોજાયલી સાહિત્યકારોની સભામાં લેખક અને પ્રકાશકોને સંબોધી શ્રી ગૌરીશંકર જોષી 'ધૂમકેતુ' એ સૂચન કર્યું હતું કે, ગુજરાતને નક્કર–સત્ય હકીકતોથી ભરપુર વાસ્તવિક જીવનની પ્રગતિનો ખ્યાલ આપે એવું સાહિત્ય 'જીવન ચરિત્રો' દ્વારા આપવામાં આવે તો ખરેખર આનંદ થશે.

શ્રી 'ધૂમકેતુ' બાપુએ કોણ જાણે અમારા કાજેજ આ ભવિષ્યવાણી ન ઉચ્ચારી હોય? તેમ એવાંજ પ્રકારના જીવન ચરિત્રો ગુજરાતના ઉદ્યોગપતિઓની સાહસ કથાઓ–માનસિક વિકાસ અને રાષ્ટ્રના ઇતિહાસની દૃષ્ટિએ જે અમૂલ્ય છે–તે તૈયાર કરાવી રહ્યા હતા એ રીતે તેમના સૂચનની આ 'જીવનસાથી'ના પ્રકાશનથી શરૂઆત થાય છે. એમ કહીએ તો અતિશયોક્તિ ભરેલું નથી.

'જીવનસાથી'ને તૈયાર કરી આપવા બદલ ગુજરાતના જાણીતા ઉમ્મર પહોંચેલા છતાં યુવાનને પણ શરમાવે, એ રીતે પોતાના વિચારોને કલમદ્વારા ઝડપથી રજુ અર્પનાર શ્રી ડુંગરસી ધરમસી સંપટના અમો ખરેખર આભારી છીએ. એમની સહૃદયતા અને સાહિત્ય પ્રત્યેના અનહદ પ્રેમે અમને મુગ્ધ કર્યા છે. એમ મુક્ત કંઠે કહેવું જોઈએ.

અમારૂં આવતું પુસ્તક ઇતિહાસના પ્રખર અભ્યાસી અને જાણીતા સાહિત્યકારનું 'રાજા વિશળદેવ'ની સળંગ નવલકથા બહાર પડશે.

નિ૦ સેવકો
**પુરૂષોત્તમ પારેખ**
**નટવરલાલ વોરા**
**સંચાલકો.**

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર, અમદાવાદ.

# પ્રસ્તાવના

આપણાં દેશના શાહસોદાગરોએ જગતના જાણીતા બંદરો ખાતે હિંદના વાણિજ્યનો ભારે વિકાસ ભૂતકાળમાં કર્યો હતો. આ દેશમાં પણ એમણે અત્યંત સાહસિક વૃત્તિથી મોટા વેપારો ખેલ્યા હતા. એ શાહસોદાગરોના આત્મવૃતાંત અને જીવનકથની અત્યાર સુધી અંધારામાં રહ્યા છે. આ સારુ સોદાગરોએ સારા શહેરીઓ તરીકે કરોડો રૂપિયા પ્રજાના હિતો ખાતર વાપર્યાં છે. એમણે હિંદના જાહેર જીવનના ઘડતરમાં શ્રેષ્ઠ ફાળો આપ્યો છે. એમણે પરદેશોમાં હિંદીઓનું વર્ચસ્વ સ્થાપ્યું હતું. એઓ મોટી હાડમારીઓ, સંકટો, ભયો અને દુઃખો સહન કરીને દેશપરદેશોમાં પોતાના બુદ્ધિબળ અને સાહસિકતાના પુરાવા આપી ગયા છે. સમુદ્રના ઘોર સંકટો એમણે ખેડયા છે. રાજ્યની અનેક તકલીફો અને બંધનો એઓ પોતાનાં બુદ્ધિબળથી તોડીને આગળ પ્રકાશમાં આવ્યાં છે. હિંદના યુવકો સમક્ષ મૂકેલા એમના કાર્યો અને પરાક્રમોની રૂપરેખા ખૂબ અનુકૂળ થઈ પડશે એમ ધારી થોડાં એવાં ચરિત્રો આ પુસ્તકમાં આલેખવાનું યોગ્ય ધાર્યું છે.

# નિવેદન

ગુજરાત સમક્ષ નૂતન ગ્રંથમાળાનું ૨ જુ પ્રકાશન જીવનસાથી શ્રી ડુંગરસી સંપટકૃત રજૂ કરતાં અમને હર્ષ થાય છે.

તાજેતરમાં નવચેતન સાહિત્ય મંદિર તરફથી શ્રી કનૈયાલાલ મા. મુનશી. ગુજરાત સા. પરિષદની મધ્યસ્થ સભાના અંગે અમદાવાદ આવેલા હોઇ તેમના સત્કારાર્થે યોજાયલી સાહિત્યકારોની સભામાં લેખક અને પ્રકાશકોને સંબોધી શ્રી ગૌરીશંકર જોષી 'ધૂમકેતુ' એ સૂચન કર્યું હતું કે, ગુજરાતને નક્કર—સત્ય હકીકતોથી ભરપૂર વાસ્તવિક જીવનની પ્રગતિનો ખ્યાલ આપે એવું સાહિત્ય 'જીવન ચરિત્રો' દ્વારા આપવામાં આવે તો ખરેખર આનંદ થશે.

શ્રી 'ધૂમકેતુ' ભાઇએ કોણ જાણે અમારા કાળજા આ ભવિષ્યવાણી ન ઉચ્ચારી હોય? તેમ એવાંજ પ્રકારના જીવન ચરિત્રો ગુજરાતના ઉદ્યોગપતિઓની સાહસ કથાઓ—માનસિક વિકાસ અને રાષ્ટ્રના ઇતિહાસની દૃષ્ટિ એ જે અમૂલ્ય છે—તે તૈયાર કરાવી રહ્યા હતા. એ રીતે તેમના સૂચનની આ 'જીવનસાથી'ના પ્રકાશનથી શરૂઆત થાય છે. એમ કહીએ તો અતિશ્યોક્તિ ભરેલું નથી.

'જીવનસાથી'ને તૈયાર કરી આપવા બદલ ગુજરાતના જાણીતા ઉમ્મરે પહોંચેલા છતાં યુવાનને પણ શરમાવે, એ રીતે પોતાના વિચારોને કલમદ્વારા ઝડપથી હેઠ અર્પનાર શ્રી ડુંગરસી ધરમસી સંપટના અમો ખરેખર આભારી છીએ. એમની સહૃદયતા અને સાહિત્ય પ્રત્યેના અનહદ પ્રેમે અમને મુગ્ધ કર્યાં છે. એમ મુક્ત કંઠે કહેવું જોઇએ.

અમારૂં આવતું પુસ્તક ઇતિહાસના પ્રખર અભ્યાસી અને જાણીતા સાહિત્યકારનું 'રાજા વિશળદેવ'ની સળંગ નવલકથા બહાર પડશે.

લિ૦ સેવકો
**પુરૂષોત્તમ પારેખ**
**નટવરલાલ વોરા**
**સંચાલકો.**

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬, ભદ્ર, અમદાવાદ.

# પ્રસ્તાવના

આપણાં દેશના શાહસોદાગરોએ જગતના જાણીતા બંદરો અને હિંદના વાણિજ્યનો ભારે વિકાસ ભૂતકાળમાં કર્યો હતો. આ દેશમાં પણ એમણે અત્યંત સાહસિક વૃત્તિથી મોટા વેપારો ખેલ્યા હતા. એ શાહસોદાગરોના આત્મવૃતાંત અને જીવનકથની અત્યાર સુધી અંધારામાં રહ્યા છે. આ સારુ સોદાગરોએ સારા શહેરીઓ તરીકે કરોડો રૂપિયા પ્રજાના હિતો ખાતર વાપર્યાં છે. એમણે હિંદના જાહેર જીવનના ઘડતરમાં શ્રેષ્ઠ ફાળો આપ્યો છે. એમણે પરદેશોમાં હિંદીઓનું વર્ચસ્વ સ્થાપ્યું હતું. એઓ મોટી હાડમારીઓ, સંકટો, ભયો અને દુઃખો સહન કરીને દેશપરદેશોમાં પોતાના બુદ્ધિબળ અને સાહસિકતાના પુરાવા આપી ગયા છે. સમુદ્રના ઘોર સંકટો એમણે ખેડયા છે. રાજ્યની અનેક તકલીફો અને બંધનો એઓ પોતાનાં બુદ્ધિબળથી તોડીને આગળ પ્રકાશમાં આવ્યાં છે. હિંદના યુવકો સમક્ષ મૂકેલાં એમના કાર્યો અને પરાક્રમોની રૂપરેખા ખૂબ અનુકૂળ થઇ પડશે એમ ધારી થોડાં એવાં ચરિત્રો આ પુસ્તકમાં આલેખવાનું યોગ્ય ધાર્યું છે.

જગતના ઘણા ખરા દેશો પ્રજા માટે ઔદ્યોગિક, ભુસ્તર ખેતી અને જંગલોની કાચી પેદાશો સંપૂર્ણરૂપે ઉત્પન્ન કરતા નથી. સૌ દેશો એકબીજા ઉપર કાચી વસ્તુઓ માટે અવલંબે છે. યુરોપના ઉદ્યોગોમાં આગળ પડેલા દેશો ઘણી ખરી કાચી ચીજો પરદેશોથી મંગાવી તેને પાકી બનાવીને બીજા દેશોને પૂરી પાડી એમાંથી અઢળક ધન કમાય છે એ દેશો પાસે કાચી ચીજોનું ઉત્પાદન અને પાકી ચીજોના પોતાના દેશમાં બજારો નથી. પરિણામે એમને બીજા પ્રખ્યાત દેશો ઉપર વેપાર અને ઉદ્યોગના વિકાસ માટે આધાર રાખવો પડે છે. પરંતુ જગતના ત્રણ દેશો આવી પેદાશો અને બજારોમાં લગભગ આત્મ સંતોષ જેવી સ્થિતિ ભોગવે છે. યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા માત્ર ટીન, રબર, ચા, કોફી અને જુટ સિવાય બાકીની કાચી વસ્તુઓ અને ખોરાકીની વસ્તુઓ વિશેષ પ્રમાણમાં પેદા કરે છે. એ દેશમાં પાકા માલની ખપતનાં મોટાં બજારો છે. બીજે નંબરે સોવીએટ રશિયા છે. એ દેશમાં કાચા પદાર્થોની વિશેષ પ્રમાણમાં પેદાશ, તેમાંથી પાકાં પદાર્થો બનાવવાના યાંત્રિક કારખાનાઓ અને એ કારખાનાઓના માલના ઉત્પાદનને ખપાવનારા મોટાં બજારો છે. ત્રીજો નંબર હિંદનો છે.

હિંદ વિપુલ સાધનો ધરાવનાર દેશ છે. એ દેશમાં કારખાનાઓ ચલાવવા માટે પુષ્કળ કોલસાની ખાણો છે. પોલાદ બનાવવા જગતમાં શ્રેષ્ઠ ગણાય તેવા વિશાળ જથ્થામાં લોઢાની ધાતુ છે. કરોડો અશ્વબળ જળવિદ્યુત પેદા કરવાને માટે જોસથી વહેતી નદીઓ હિંદમાં છે; ગમે તેટલું કિંમતી લાકડું મેળવવા માટે મોટાં જંગલો છે. અનેક સુંદર બંદરો ધરાવનાર ચાર હજાર માઇલોનો કિનારો છે. હિમાલય જેવો ભુસ્તરોથી ભરેલો જગતમાં સૌથી મહાન પર્વતરાજ છે. ગંગા, સિંધુ જેવી ખેતીની ઉપકારક અને વહાણોના રાજ્ય માર્ગ તરીકે વપરાતી મહાન નદીઓ છે.

મોટા ધનવાન શાહસોદાગરો, સાહસિક ખલાસીઓ, અસંખ્ય શ્રમજીવીઓ છે, હોંશિઆર કારીગરો છે. એન્જીનીઅરો વિદ્યુત્શાસ્ત્રીઓ છે. સર. પી. સી. રોય અને સર રામન જેવા રસાયનિકો છે. આ સર્વે છે. પરંતુ માત્ર એક વસ્તુ હિંદ પાસે નથી. તે સ્વરાજ છે. સ્વરાજ વગર હિંદનો ઔદ્યોગિક, યાંત્રિક રાજકિય આર્થિક વિકાશ શકય નથી. વિજ્ઞાન, રસાયન, વિદ્યુત, ખેતી, યંત્રો એ સર્વેનાં એક પોતાની સ્વદેશી સરકારજ વિકાશ કરી શકશે.

આપણે ત્યાં મૂડી છે, સાહસ છે, પ્રાચિન સંસ્કૃતિ છે. ઊત્સાહી લોકો છે. પરંતુ આપણને એ ઉત્સાહનો લાભ મળતો નથી. આપણા ઊદ્યોગોનો વિકાસ થતો નથી. વિલાયતના ઊદ્યોગોના વિકાસના સાધન તરીકે હિંદી બજારો ખાસ રાખવામાં આવ્યાં છે. વિલાયતી માલના ખપતને આ દેશમાં ઉતેજન આપવા માટે અહીં ઊદ્યોગોના વિકાસને પછાત રખાયો છે. હિંદમાં એન્જીનો, સ્ટીમરો યંત્રો, રસાયણો વિદ્યુત્યંત્રો બનાવવાને ઉત્તેજન મળતું નથી. હિંદી વહાણવટની પ્રગતિ સામે વિરોધી તત્ત્વોને ફાવવા દેવામાં આવ્યા છે. હિંદીઓ સામે પરદેશોના દ્વારો બંધ કરવામાં આવ્યા છે. હિંદી સાહસ શક્તિ અને વહાણવટાને આગળ વધારવા માટે રાજ્યાશ્રય મલ્યો નથી; આથી હિંદી સાહસ હમણાં કુંઠિત દશામાં છે.

મહા યુદ્ધને લીધે હિંદમાં ઊદ્યોગોને થોડ઼ ઉત્તેજન મલ્યું છે. નવા નવા ઊદ્યોગો યુદ્ધની જરૂરિઆતના કારણે ઊભા થયાં છે. પરંતુ યુદ્ધ પૂરું થયા પછી વિલાયતના સ્વાર્થી વેપારીઓ અને કારખાનાવાળાઓ એ વિકાસને દાબી દેવા અનેક યત્નો કરશે. હિંદની પારાધિનતા એને પીછેહટ કરાવવાના માર્ગ ઉપર લઈ જઇ શકે છે.

હિંદના યુવાનો તમે બહાદુર, સાહસિક, દરિઆખેડુ અને ઉત્સાહી બનો આ સર્વે ચરિત્રોનું આલેખન આજ ઉદ્દેશથી કર્યું છે. આપણા પ્રાચિન સમયના હિંદીઓ ઊંચી સંસ્કૃતિ અને

સાહસ ધરાવતા હતા. તમે એના વારસદારો છો. તમારે એ વારસાનું કાર્ય સેંકડો હાડમારીઓ, અગવડો અને સંકટો વચ્ચે પણ ઉપાડી એને દીપાવવા માટે પ્રયત્નો કરવા જોઈએ. એક વિદ્વાન કહે છે કેઃ—

उद्योगिनः पुरुषसिंहमुपैति लक्ष्मिम्
दैवेन देयमीति का पुरुषाः वदन्ति ॥

ઉપનિષદો પણ કહે છે:

उत्तिष्ठ जाग्रान्न वद्रानिबोधत:

ઉઠો, જાગો, અને કલ્યાણને વરો.

શ્રી નર્મદ મહા કવિ પણ કહી ગયા છે:

તુમ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે;
યા હોમ કરીને પડો ફતેહ છે આગે.

શ્રી ગીતાજી પણ કહે છે:

उत्तिष्ठ कौन्तेय यशो लभस्वः

ઊભો થા અને યશને પ્રાપ્ત કર.

આ પુસ્તક લખવા માટે મને શ્રી પુરૂષોત્તમ પારેખ અને નટવરલાલ વૉરાના ઉત્તેજનથી ઊર્મિ થઇ હતી. નિસ્વાર્થ અને નિર્વ્યાજ ભાવે એ કામ મેં કરી આપ્યું છે. તે યુવકોને માર્ગદર્શક થાઓ એવી શ્રી વિશ્વેશ્વરના ચરણે નમ્ર પ્રાર્થના છે.

કરાંચી રામનવમી
સંવત ૨૦૦૦

ડુંગરસી ધરમસી સંપટ

# આમુખ

વીરશ્રી રણભૂમિ ઉપર ઝૂઝવામાં જ રહી છે એમ નથી. જીવનનાં કોઇ પણ ક્ષેત્રમાં હિમ્મત અને બહાદુરીથી વિપત્તિનો સામનો કરવામાં પણ એટલી જ વીરશ્રી રહી છે. સ્વાશ્રયથા સ્વભુજાના બળે વ્યાવહારિક દુનિયામાં પોતાનો માર્ગ કરી, ટોચે પહોંચવું તેમાં પણ એક પ્રકારની વીરતા છે જ એની પ્રતીતિ આ પુસ્તક વાંચવાથી થાય છે. એ દૃષ્ટિએ આ પુસ્તક મહત્ત્વનું છે. શ્રી ડુંગરસી સંપટે આ પુસ્તકમાં કેટલાક વેપાર વીરોની જીવન ગાથા ગાઈ છે—પણ આ પુસ્તકમાં જીવન ચરિત્ર માત્ર નથી, એમાં તો ઇતિહાસ–ભૂગોળની માહિતી પણ રસિક શૈલીમાં વણવામાં આવી છે. આથી આ ચરિત્રો નીરસ થતાં બચી ગયાં છે, ગમ્મતની સાથે જ્ઞાન પણ આ પુસ્તક વાંચવાથી મળી રહે છે.

પહેલા ચાર પાંચ ચરિત્ર નાયકોનું વ્યક્તિત્વ વિશિષ્ટ પ્રકારનું છે. પશ્ચિમની સંસ્કૃતિ આપણે ત્યાં આવી તે પહેલાંના તળપદા ખમીર અને સ્વમાનથી યુક્ત આ સાહસ વીરોના જીવન પ્રસંગોમાં

એક પ્રકારનું વીરત્વ અને એક પ્રકારની તાજગી છે. દુનિયાની વિટંબણાઓને સામી છાતીએ વધાવીને એમાંથી પણ પોતાનો માર્ગ કરી વિજય અને યશની ઉચ્ચતાને પ્રાપ્ત કરનાર આ વીરોનાં ચરિત્રો યુવાન માનસને પ્રગતિના પંથે પ્રેરે તેવાં છે. હિન્દની તળપદી સંસ્કૃતિના એ પ્રતીકો છે અને આવા વીરો ગયા જમાનામાં જ થઈ ગયા છે એવું નથી વેપારની દુનિયાનો જેને અનુભવ છે તે તો જાણે છે કે આજે પણ હિન્દના જૂદા જૂદા પ્રાન્તોમાં એ તળપદી સંસ્કૃતિના પ્રતિનિધિઓ સમા કોઇ કોઇ વેપારીઓ મળી આવે છે. લક્ષ્ય તરફ સીધી કૂચ, સ્પષ્ટ વક્તત્વ પર્વતને પણ ભેદી નાખવાની શક્તિ અને ધીરજ, બળતી આગમાં કે ઉછળતા સાગરમાં આંખ મીચીને ઝંપલાવવા જેટલું સાહસ, એક પ્રકારની નિર્દોષ અરૂઢિચુસ્તતા (Healthy unconventionalism) અને છતાં વ્યવહારમાં જરૂરી એવું દુન્યવી ડહાપણ ગરીબમાં ગરીબને પણ શોભે તેવી સાદાઇ અને કર્ણને યાદ કરાવે એવી દાનવીરતા; એવા એવા ગુણોથી મંડિત આ આપણો તળપદો વેપારીવર્ગ કોઇ પણ દેશ મગરૂરી લઇ શકે તેવો છે.

એવા એક વર્ગની ભૂલાઈ જતી યશોગાથા તરફ આ પુસ્તક લખીને શ્રી ડુંગરશી સંપટે આપણું ધ્યાન સવેળા ખેંચ્યું છે. જેમ રણક્ષેત્રમાં તેમ વેપારનાં ક્ષેત્રમાં, હિન્દી આર્યો વેદના સમયથી જ કુશળ હતા એ વાત હવે આજે ધીમે ધીમે સ્વીકારાતી જાય છે. પણિઓ આપણા પહેલા વેપારીઓ અને સંસ્થાન કર્તાઓ કચ્છ, કાઠિયાવાડ અને મલબારના પશ્ચિમ કિનારેથી હિન્દી આર્યોએ તરી (marine) રસ્તે ઇરાની અખાતના કિનારે આવેલા બંદરો સાથે ખૂબ જૂના કાળથી વેપાર વ્યવહાર રાખ્યો છે. આફ્રિકાના પૂર્વ કિનારે આવેલાં બંદરો સાથે પણ હિન્દના પશ્ચિમ કાંઠાનો દરિયા વ્યવહાર ચાલુ રહ્યા કર્યો છે. તે સ્પષ્ટ છે. આજે પણ કચ્છ, કાઠિયાવાડનાં બંદરોમાંથી હંકારેલાં વહાણો ઇરાની અખાતનાં

બંદરોની તેમજ આફ્રિકાના પૂર્વ કિનારાના બંદરોની સફરો લગભગ ચાલુ કર્યાં કરે છે. કચ્છ, કાઠિયાવાડમાં આ દૃષ્ટિએ વેપારખેડ–દરિયાખેડ–ની સાહસ પ્રિયતા ઘણી જૂની છે. એવી ભૂમિમાં સુંદર સોદાગર અને રામજી પ્રેમજી જેવા અઠંગ સાહસવીરો પાકે એમાં કશી નવાઇ નથી.

શ્રી ડુંગરશી સંપટે આવા સાહસવીરોનાં જીવનચરિત્રો અહીં આપ્યાં છે, પણ ઉપર કહ્યું તેમ, એમાં માત્ર ચરિત્રનાયકના જીવન-પ્રસંગોનું જ કથન નથી. એમાં સાથે સાથે તત્કાલીન ઇતિહાસ કે સમાજનું અથવા તત્તદ્દેશીય ભૂગોળનું રસિક અને સચોટ નિરુપણ પણ છે. આથી આ કથાઓ સુવાક્ય બની છે. સુંદર સોદાગરની વાતમાં આરમ્ભના અંગ્રેજી અમલદારના મનોવૃત્તિ તથા તત્કાલીન કાઠિયાવાડની રાજકીય પરિસ્થિતિનું ટૂંકુ પણ દ્યોતક નિરુપણ થયું છે. બન્ને જગત શેઠના ચરિત્રમાં તત્કાલીન બંગાળની રાજકીય પરિસ્થિતિનું ત્યારે દૃઢમૂલ થતા જતા અંગ્રેજોની રાજસત્તાનું અને એવા અસ્થિર સંક્રાન્તિ કાળમાં પણ દૃઢ, દુરદેશી અને નિર્ણાયક મેધાચમકારવાલા વ્યાવહારિક વીરોનું નિરુપણ થયું છે. રામજી પ્રેમજીનાં ચરિત્રમાં આફ્રિકાની તત્તદ્દેશીય વિશિષ્ટ ભૂમિનું અને પ્રાણીસૃષ્ટિનું મનોરમ કાવ્યભરી શૈલીમાં રસિક વર્ણન કરવામાં આવ્યું છે. એ વર્ણન કોઈ પણ સારા સાહિત્યકારની કલમને જેબ આપે એટલું સફળ નીવડયું છે. સર જમશેદજીનાં અને એના કુટુમ્બીઓનાં ચરિત્ર નિરુપણમાં તત્કાલીન સમાન સ્થિતિનાં કેટલાંક અંગો પ્રતિબિમ્બિત થયાં છે. આમ આ પુસ્તકમાં માત્ર વાર્તા નથી, એમાં જ્ઞાન પણ છે. અને જીવનચરિત્રનાં લેખનનું આવું જ્ઞાનવિતરણ એક આવશ્યક અંગ પણ છે. એનાં આવાં સ્વરૂપને લીધે જે કથન માત્ર અરસિક અને એકધારું થઇ જાય તે રસિક અને વૈવિધ્યપૂર્ણ બને છે. સુંદર સોદાગરનું ચરિત્ર તો આખું પે

એક સુંદર કલાકૃતિની પેઠે સુવાચ્ય અને ઉપભોગ્ય બન્યું છે. રામજી પ્રેમજીનાં ચરિત્ર નિરુપણમાં, રસિક બાનીમાં વર્ણવાતાં ભૌગોલિક દશ્યો કલ્પનાને રસદેહે ચડાવે તેવી રીતે નિરુપાયાં છે. આવું આ પુસ્તક જ્ઞાનોન્મુખ કુમારોને અનેક રીતે ઉપકારી નીવડે એમ છે.

શ્રી ડુંગરશી સંપટની શૈલી તળપદી પણ સાહિત્યિક છે. કોઇ વખત આ બન્ને અંશોમાંથી કયો અંશ કયે સ્થળે વધુ ઉચિત તેની પસંદગીનું ધોરણ યોગ્ય રીતે જળવાયું નથી; પણ સાધારણ રીતે નિરાડંબરી, સીધી લક્ષ્ય તરફ કૂચ કરતી, રસિક થવા પ્રયત્ન કરતી એવી શિષ્ટ શૈલી જ અહીં સંગ્રહાએલાં જીવન ચરિત્રોમાંથી ચારમાં તો દેખાય છે. સર જમશેદજી તથા એનાં કુટુમ્બની વાતમાં એ સજીવ શૈલીની ખામી તરત જણાઇ આવે છે. એમાં માત્ર વર્ણન અને કથન જ છે. અલબત્ત, સાહિત્યની કલાકૃતિ તરીકે સાંગોપાંગ નિર્દોષ એવી કૃતિ તો આમાં નથી, પણ હું ધારું છું કે એવી કલાકૃતિ ઉપજાવવાનો શ્રી સંપટનો આશય પણ નથી. એમનો આશય હું સમજું છું ત્યાં સુધી, રસિક પ્રેરક અને સુવાચ્ય શૈલીમાં આ જીવન વીરોની કથા કહી જવાનો છે અને એમાં એ પહેલાં ચાર ચરિત્રોમાં તો ઠીક ઠીક સફળ થયા છે. એવાં ચરિત્રો એ હજી પણ વધુ આપે એવું ઇચ્છીએ.

શ્રી ડુંગરશી સંપટ તો ગુજરાતને સારી પેઠે જાણીતા છે. એવા લબ્ધ પ્રતિષ્ઠિત લેખકનાં પુસ્તકને આમુખની જરૂર હોય જ નહીં. તેથી આ આમુખ આ પુસ્તકમાં જોડયું છે તેથી લેખકે મને એક જાતનું માન આપ્યું છે. એમ સમજું છું.

કરાંચી. ડોલરરાય ર. માંકડ.
સપ્ટે ૧૯૪૪.

# સુંદર સોદાગર

"મારા સુંધો ક્યાં છે?" વૃદ્ધ શવો કાકો બજારમાં હીરા કંદોઇને પૂછતો હતો: "ત્રણ દિવસ થયાં ઘરે મોઢું દેખાડયું નથી."

"મને સુંધાની શી ખબર? મેં કાંઇ એને સંતાડયો નથી."

"મારા સમ, સાચી વાત કહે. સુંધાનો તું દોસ્તદાર છે. ઘરમાં સૌને ચિંતા થઇ છે."

"તો જાઓ વેલા કંદોઇને ઘેર, ત્યાં સુંધો કદાચ મળશે."

વૃદ્ધ શવો કાકો લાકડી ઠપકાવતો ઠપકાવતો આગળ ચાલ્યો. વેળા કંદોઇને ઘેર આવ્યો. એણે બારણું ઠોકયું. કોઇએ જવાબ દીધો નહિ. જોસથી બારણું ઠોકયું. પણ જવાબ મળ્યો નહિ. વૃધ્ધે બારણા ઉપર લાકડી જોસથી ઠોકી.

માણુસો ભેગાં થવા લાગ્યાં. જનસમુહ હમેશાં કુતૂહલપ્રિય હોય છે; જોતજોતામાં પાંચપચીસ માણુસોનું ટોળું ભેગું થઇ ગયું.

"વેળા કંદોઇના ઘરમાં જુગારીઓ ભેગા થયા છે. દીવાળીના દિવસોમાં ત્યાં જુગારીઓનો અડ્ડો જામે છે." મૂળજી ગાંધી બોલી ઊઠયા.

"સુમરા ધોબીને ઈ ઘરમાં જતો, ગયા સોમવારે મેં જોયો હતો." કોઇએ કહ્યું.

"હરજીવન ભાટીઓ પણ એમાં ભરાયો છે." બીજાએ કહ્યું.

"મોનો લોહાણો પણ ઈ તરફ જતો હતો." ત્રીજાએ સૂર પૂર્યો.

લોકો ભેગા થયા. કલાક બે કલાકમાં સેંકડો માણસો ભેગા થયા. લોકો જુગારીઓ ઉપર ઉશ્કેરાયા. એમણે હીરા કંદોઇનાં બારણાં ધમધમાવી મૂકયાં, કેટલાક બારણાં તોડવા તૈયાર થયા. જુગારીઓ અંદર ગભરાયા. તેમણે બહાર નીકળવા બારણું ખોલી નાંખ્યું. સાત આઠ જુગારીઓ માથું નીચું કરીને એક પછી એક બહાર નીકળવા માંડયા.

વેળો, મોનો, સુમરો, હરજીવન અને બીજા બહાર નીકળ્યા. લોકોએ એમના તરફ ખૂબ તિરસ્કાર બતાવી ગાળો ભાંડી. સુંધો પણ બહાર નીકળ્યો. શવો કાકો ડેલી પાસે ઊભા હતા. એમણે હાથમાંની લાકડી સુંધાની પીઠ ઉપર ઝાપટી. કાંઇ પણ બોલ્યા વગર સુંધો બીજા જુગારીઓ સાથે નાઠો.

કચ્છ ગુંદીઆળીના રહેવાસી શીવજી બ્રહ્મક્ષત્રીનો સુન્દરજી પુત્ર થાય. એ નાનપણથી જ ખરાબ સોબતમાં વંઠી ગયો હતો. મારીકૂટી થોડી વિદ્યા ભણ્યો હતો. શવો કાકો એને દરરોજ નિશાળે મૂકી આવતો હતો, પરંતુ સુંધો ત્યાંથી ભાગીને ખરાબ છોકરાઓની સાથે રખડતો હતો. તે ઘરમાંથી ચોરી કરતો, જુગાર રમતો, રામજી સારસ્વતને ત્યાં જઇ ભાંગ ઘૂંટતો અને એની પ્રસાદી મેળવતો હતો. મહાદેવપુરી બાવાને અખાડે ગાંજાની ચલમ પણ પીતો હતો. શવજી કાકો એને સુધારવા માટે ગાળો ભાંડતો. કયારે કયારે લાકડીએ-લાકડીએ ઝૂડતો હતો. કયારેક એને બાંધીને ઓરડામાં ગોંધતો હતો. પણ બધું પાડાની પૂંઠે પાણી જેવું થતું. એ દેવ એવાને એવા રહેતા. એમાં સુધારો થતો નહિ. સુંધાને થોડું વાંચતાં લખતાં આવડયું હતું. પણ એનું ચિત્ત જુગારમાં અને વ્યસનોમાં હતું.

શીવજી બ્રહ્મખત્રી આબરૂદાર માણસ હતા. એમણે વેપારમાં

થોડો પૈસો ભેગો કર્યો હતો. એમણે સુંધાને વહેલો જ પરણાવ્યો હતો. સુંધાને ઘેર એક બાળક પારણામાં ઝૂલતો હતો. એને ઘણાં ખરાબ વ્યસનો હતાં. ચારિત્ર્ય માટે પણ લોકો વાતો કરતા હતા. ચોવીસ વરસની ઉમરનો થયો પણ કમાવાની વાત નહિ. એને ધંધો કરવાની ઇચ્છા નહોતી. તે વ્યસનોમાં મહાલતો હતો.

સુંદરજી આગલે દિવસે પોતાની બૈરીને મારી સોનાની સાંકળી ઉપાડી ગયો. એને થોડે દૂર માંડવી શહેરમાં જઇને વેચી આવ્યો. એની ચારસો કોરી ઉપજી. પોતે પોતાના આઠ દસ જુગારી સોબતીઓને લઇ વેળા કંદોઇના ઘરમાં સૌ ભરાણા. મીઠાઇના ખૂમચા ભરી રાખ્યા હતા. મીઠાઇ ખાઇ રાત્રીદિવસ જુગારનો અખાડો જમાવી રાખે. ત્રણ દિવસ સુધી આ રીતે જુગારીઓએ દીવાળી ઉજવી. ચોથે દિવસે ગામના લોકોએ ઉપર પ્રમાણે વેળા કંદોઇના ઘરમાં દરોડો પાડયો હતો.

ઘરમાં બૈરી, મા, બાપ અને ભાઇઓએ એને ખૂબ ધમકાવ્યો અને તિરસ્કાર્યો. સૌએ એને ગાળો ભાંડી. શીવજી કાકાએ એને જુદો કાઢયો. ફારગતી લખાવી પાસેના ઘરમાં જુદો રાખ્યો. 'જા, કપૂત, કમા ને ખા. હવે અમારૂં લોહી પીશ નહિ.' એમ કહી એને ધંધો કરવા માટે ચાનક આપી. પરંતુ સુંદરજીને ધંધો કરવો નહોતો. એ તો એનો એ જ બેફિકરો થઇને જુગારી વ્યસનોમાં મહાલતો યુવકની જીંદગી પૂરી કરતો હતો. પિતાએ ખર્ચી બંધ કરી. બૈરી માવિત્રે ચાલી ગઇ. સુંદા પાસે ફૂટી બદામ રહી નહિ. એના ઉપર ચારે તરફથી ધિક્કાર વરસવા લાગ્યો. સુંદરજી કંટાળ્યો.

ગામબહાર એકાંત જગ્યામાં શીવજીનું મંદિર હતું. મહાદેવ ઉપર સુંદરજીએ તપ આરંભ્યું. એ સ્નાન કરી પવિત્ર વસ્ત્રો પહેરીને 'ૐ નમઃ શિવાય' એ મંત્રનો જપ કરવા બેઠો. ખાવું પીવું બીલકુલ મૂકી દીધું. અપવાસો કરવા માંડયા. બે, ત્રણ, ચાર, પાંચ દિવસો પસાર

થયા. પણ એને શીવજી પ્રસન્ન થયા નહિ. એ પોતાનું માથું શીવના લીંગ સાથે પછાડવા અને ફોડી નાંખવા તૈયાર થયો. પરંતુ એના આંતરહૃદયમાં કોઇએ ઊર્મિ મૂકીઃ 'ધીરજ ધર, આપઘાત કરીશ નહિ.' સુંદરજીએ સ્વાત્માર્પણ મૂકી દીધું. રાત્રે એને સ્વપ્ન આવ્યું: 'ભુજના નગરશેઠને ત્યાં જા.' સુંદરજી ત્યાંથી ઊઠયો. ગામમાં આવતાં સામો એનો બાપ મળ્યો. વૃદ્ધને પુત્રની લાંબી ગેરહાજરીથી ચિંતા થઇ હતી. તે ઘેર આવી જમ્યો અને સાંજે ભૂજ તરફ પગે ચાલતો ગયો.

બીજે દિવસે દિવસ ઉગતા પહેલાં એ ભૂજના દરવાજે પહોંચ્યો. ગઢના દરવાજા ખુલવાની વાટ જોતો બહાર બેઠો હતો. જેવા દરવાજા ખુલ્યા કે ભૂજના નગરશેઠ શવરાજ શાહ હાથમાં પાણીનો લોટો લઇને ફરાગતે શૈહેરબહાર જતા એણે દીઠા. નગરશેઠ એના બાપના મિત્ર હતા. એમણે સુંદરજીને મિઠા શબ્દોથી બોલાવ્યો. બપોરના બે વાગે દુકાને આવવા જણાવ્યું.

સુંદરજી દુકાને ગયો. નગરશેઠે કહ્યું, "સુંધા, હવે કાંઇ ધંધો કર."

"મારી પાસે ફૂટી બદામ નથી. શામાંથી ધંધો કરૂં કાકા?"

"મૂડી મળી રહેશે, પણ શો ધંધો કરીશ તેં કાંઇ વિચાર્યું છે?"

"ઘોડાનો ધંધો કરીશ. કચ્છના ઘોડાઓ પરદેશ જઇ વેચીશ."

"ઘોડાઓની પારખ તને છે? ઘોડાઓનો ધંધો આવડે છે?"

"હા કાકા, અજાજી જાડેજા પાસેથી ઘોડાઓની પારખ હું શીખ્યો છું. ઘોડાનાં બધાં લક્ષણો મેરૂદાન ચારણે મને શાસ્ત્રમાંથી શીખવ્યાં છે. એ ધંધો મને આવડે છે,"

"કેટલી મૂડી તારે જોઇશે?"

"હમણાં આઠ હજાર કોરી બસ થશે. હું ઘોડા ખરીદ કરીશ."

નગરશેઠને હૃદયમાં પ્રેરણા થઈ, એમણે કાંઇ પણ અચકાયા વગર આઠ હજાર કોરીની કોથળીઓ સુંદરજીને આપી દીધી.

સુંદરજીએ આસપાસનાં ગામડાંઓમાં જઇને ઘોડાઓ જોવા માંડયા. એને ઘોડાનું પારખું હતું. એણે બાર ઘોડા ખરીદ્યા. માંડવી જઇ મલબારનાં બંદરો માટે એક જુદા વહાણમાં ઘોડાઓ ભરીને એ કાનાનોર બંદરે ગયો.

કર્નલ મોન્ટગોમરીનો નિવાસ એ બંદરે હતો. આ સમયે ટીપુ સુલતાન સાથે અંગ્રેજોને યુદ્ધ ચાલતું હતું. અંગ્રેજોને ઘોડાઓની મોટી જરૂર હતી. કર્નલે ઘોડાઓ જોયા, પસંદ આવ્યા, એણે ખરીદી લીધા. બીજા ઘોડા લાવવા માટે તાકીદ કરી. સુંદરજીને બેવડા પૈસા પેદા થયા.

કચ્છમાં વળી બીજા પંદર ઘોડા એણે ગામડાઓમાં ફરીને ભેગા કર્યા. વહાણ ભરીને એણે કર્નલને પહોંચતા કર્યા. કર્નલે એને સારો ભાવ આપ્યો. સુંદરજીને આમાંથી પણ સારો લાભ મળ્યો. એ હવે ત્રીજી સફરમાં પચીસ ઘોડા પસંદ કરી સોદાગરી કરવા દક્ષિણમાં લઈ ગયો. અહીં એણે ટીપુ સુલતાનના આડતીઆને આ ઘોડા વેચ્યા. આમ અંગ્રેજ સરકાર અને ટીપુ સુલતાન બન્નેને એ ઘોડાઓ વેચતો હતો. કર્નલ મોન્ટગોમરીને ઘોડા જલદી જોઇતા હતા. એટલે એણે સુંદરજીને બોલાવ્યા. એને સુંદરજીનો વિશ્વાસ બંધાયો હતો.

" સુંડરજી ! હમકું બૌટ ઘોડાકી ડરકાર હય."

" સાબ કીતના ઘોડા ચૈએ ? "

" જીટના ટુમ લા શકો ઈતના લેઆઓ."

" હમ બહુત લા શકતા, લેકીન હમારી પાસ પૈસા નહિ હૈ."

" કીટના પૈસા કી ડરકાર હય સુંદરજી ? "

" દો લાખ રૂપિયા કા ઘોડા મૈં લાઉંગા ! આપ ખરીદ શકેગા ?"

" અચ્છા ડો લાખ રૂપિવા કા ઘોડા લેઆઓ. મેં ખરીડ લેઉંગા."

" સાબ, રૂપિયા મેરેકું આગેસે દેના પડેગા. મેરે પાસ પૈસા નહિ હય."

"અચ્છા, કોન્ટ્રાકટ કરો. સહી ઔર જામીનગીરી દેના પડેગા. તબ રૂપિયા મિલેગા."

"સહી મેં દુંગા, લેકીન જામીન મેરે પાસ નહિ. મેં કોઇકું ઇધર પિછાનતા નહિ. મેં કચ્છમેં રહેતા હું."

સાહેબને ઘોડાની ઘણી દરકાર હતી. એણે થોડો વખત વિચાર કરી, હેડ કલાર્કને બોલાવી, કોન્ટ્રાકટ કરાવ્યો. તેમાં સુંદરજીની સહી લીધી. મદ્રાસની સરકાર ઉપર બે લાખ રૂપિયા દેવાનો ચેક લખી સુંદરજીને રૂપિયા મદ્રાસમાંથી લઇ જવા ફરમાવ્યું.

સુંદરજી ત્યાંથી સીધો મદ્રાસ ગયો. ત્યાંથી ત્રીજોરીમાંથી એને બે લાખ રૂપીઆ મળ્યા. પરન્તુ આવા અસલામત સમયમાં એવડી મોટી રકમ કેવી રીતે લઇ જવી, એનો એને મોટો કોયડો થઇ પડયો. એ મૂંઝાયો, એણે જુગારી સાહસને અજમાવ્યો. દક્ષિણ હિંદના મનારના ઉપસાગરમાં મોતી નીકળતાં હતાં. એ મોતીનું મુખ્ય બજાર મદ્રાસ હતું. એણે મદ્રાસમાંથી બરાબર ચોકસી કરી બે લાખ રૂપિયાનાં મોતી ખરીદી લીધાં. આ મોતી એણે પોતાની અને પોતાના વિશ્વાસુ માણસોની કેડે બાંધ્યાં. મદ્રાસથી તેઓ મોતી લઇને મુંબઇ આવ્યા. મુંબઇમાં એણે બજાર કસીને મોતી વેચી નાખ્યાં. એમાં એને એક લાખ રૂપિયા નફો મળ્યો. એનાં નસીબ પાધરાં હતાં. એ મુંબઇથી કચ્છ ગયો.

કર્નલ મોન્ટગોમરીને, બે લાખ રૂપિયા કાંઇ પણ જામીનગીરી વગર એક પરદેશીને આપ્યા તે માટે મનમાં ચટપટી થતી હતી. છ માસ થયા. સુંદરજી તરફથી કાંઇ સમાચાર મળ્યા નહિ. કર્નલની ચિંતા વધી. એણે કેપ્ટન બેરીને તપાસ કરવા કચ્છ જવા ફરમાવ્યું. કેપ્ટન બેરીએ કચ્છ જવા પ્રવાસ આરંભ્યો. સમય ખરાબ હતો. એ બે સૈનિકો સાથે કાઠિયાવાડના એક બંદરે વહાણ મારફતે ઉતર્યો. કચ્છમાં જવા એણે રણ ઓળંગ્યું. વાગડમાં એને મિયાણા લૂંટારૂઓ

સાથે ભેટો થયો. બંદૂકો અને રિવોલ્વરથી એણે એમને મારી હઠાવ્યા પરન્તુ અંધારી રાત્રે મિયાણાઓ એની બંદૂકો અને ઘોડા સીફતથી ચોરી ગયા. બચાવ વગરના કપ્તાનને મિયાણાઓએ લૂંટી લીધો. ચીંથરેહાલ સ્થિતિમાં કપ્તાન અને તેના માણસો ભીખ માગતા માગતા ભૂજ પહોંચ્યા. ત્યાં સુંદરજીની પૃચ્છા કરતા. કોઇ પણ એનો પત્તો બતાવી શકયું નહિ. તેઓ કચ્છ–માંડવી આવ્યા. અહીં બજારમાં એમને સુંદરજીનો ભેટો થઇ ગયો. સુંદરજી એમને પોતાને ઘેર ગુંદીઆરી તેડી ગયો. એમને બાજરાના રોટલા, ખીચડી, ઘી અને પાપડ ખવરાવ્યાં. પછી પોતે એમને પોતાના તબેલાઓમાં લઇ ગયા. તબેલામાં ઘોડાઓ હારદોર ઊભા હતા. એકસો ઘોડા તૈયાર હતા. બીજા થોડા આવવાના હતા.

"સુંદરજી, તુમકુ બૌટ ટાઇમ લગા."

"સાબ, બચ્ચાકા ખેલ નહિ. હમકું દૂર દૂર સિંધસે ઘોડા મંગવાના હુઆ. અબ ઘોડા તૈયાર હે, જહાજ પણ તૈયાર હય. થોડે દિનમેં સબ ઘોડે રવાને હો જાયગે."

સુંદરજીએ કોન્ટ્રાકટ મુજબ ઘોડા બ્રિટિશ સૈન્યને પૂરા પાડયા. કર્નલ મોન્ટગોમરી ખુશી થઇ ગયો. સુંદરજીને ઊંચું સર્ટીફીકેટ લખી આપ્યું. ટીપુ સુલતાનની સાથે યુદ્ધ પૂરૂં થયું હતું. આથી ઘોડાનો વેપાર સુંદરજીને ઘટાડવો પડયો. એણે સીધા મુંબઇમાં અનેક શાખાઓ ખોલી હતી. સુંદામાંથી સુંદરજી અને સુંદરજીમાંથી સુંદરજી શેઠ એ બન્યો હતો. મુંબઇમાં એને કેપ્ટન બેરી સાથે મુલાકાત થઇ. કેપ્ટન બેરી મુંબઇના સૈન્યનો કોમરસીએટ (વસ્તુઓ અને ખાદ્ય ખોરાકી પૂરી પાડવા) ખાતાનો વડો હતો. એનો સુંદરજીના પ્રમાણિકપણા માટે ઊંચો મત હતો. સુંદરજીને એણે કેટલાક કોન્ટ્રાકટો આપ્યા. એ સર્વે એણે સાહેબના સંતોષ વચ્ચે પૂરા કર્યા. એનો સૈનિક ખાતા સાથે ગાઢ સંબંધ બંધાયો. હવે એ સૈનિક ખાતાનો મુખ્ય કોન્ટ્રાક્ટર થયો.

'આ લગભગ અભણ જેવો માણસ તીક્ષ્ણ બુદ્ધિનો હતો. એની બુદ્ધિ નિર્ણયાત્મક હતી; એની સ્મૃતિ બહુ સતેજ હતી, એની વિચારશકિત વિકાસ પામતી હતી. છેલ્લાં દસ વરસોમાં એણે મોટો પ્રવાસ કર્યો હતો. વેપારની તાલીમ લીધી હતી. સરકારી અને સૈનિક ખાતાની ઊંડી સમજણ એને આવી ગઇ હતી. એનામાં સામા માણસને સમજાવવાની અતુલ શકિત હતી. આખો પ્રશ્ન યોગ્ય રીતે વિચારીને લાંબી દૃષ્ટિથી એ સલાહ આપી શકતા હતા. હજારો માણસના સમાગમ અને અનુભવે એને શ્રેષ્ટ તાલીમ આપી હતી.

અયોધ્યાના નવાબના પ્રદેશમાં બહુ અંધાધુંધી ચાલતી હતી. એ સર્વે તપાસવા બ્રિટિશ સરકારે એક કમિશન નીમ્યું. તેમાં બે અંગ્રેજ સભ્યો અને ત્રીજા સભ્ય તરીકે સુંદરજી ગયા. ત્યાં પણ પોતાની કામગીરીથી સુંદરજીએ યશ મેળવ્યો. સુંદરજી જેમ ઘોડાઓની પરીક્ષામાં બહુ જ બારીકી અને સૂક્ષ્મ બુદ્ધિ બતાવતા હતા, તેવી જ બારીકી અને ઝીણવટથી દરેક પ્રશ્નને તપાસી અભિપ્રાય આપતા હતા. એનાથી એના અભિપ્રાયની કિંમત ઘણી વધારે પ્રમાણમાં અંકાતી હતી. સુંદરજીએ વેપાર વધાર્યો. એણે જુદે જુદે ઠેકાણે બાવીસ પેઢીઓ સ્થાપી. પરંતુ એનું મોટું કામ તો કૉન્ટ્રાક્ટનું હતું. સૈન્યોને અનાજ, ખોરાકી, ગાડીઓ, વાહનો પૂરાં પાડવાનું એનું કામ હતું. આ કામને અંગે એને અનેક સરકારી અંગ્રેજી અધિકારીઓ સાથે કામ પડતું હતું. સુંદરજી સૌની પ્રશંસા મેળવતો હતો.

અંગ્રેજ સરકારે કાઠિયાવાડમાં પોતાનો સંબંધ વિસ્તારવાનો નિર્ણય કર્યો. કાઠિયાવાડમાં અનેક નાનાં મોટાં રાજ્યો હતાં, એ સર્વે ગાયકવાડને ખંડણી આપતાં હતાં. મોટાં રાજ્યો જામનગર, ભાવનગર, જુનાગઢ—આ સર્વે ખંડણી કદી પણ નિયમિત રીતે આપતા નહોતા. જ્યારે ગાયકવાડનાં સૈન્યો એમના આંગણે આવી ઊભાં રહેતાં ત્યારે ખંડણીની માંગણી થતી. પરંતુ આ રાજ્યો સામે લડાઇ કરવા વગર

ક્યારે પણ માથું નમાવતા નહિ. એઓ ઘણી વખત ગાયકવાડના સૈન્યોને મારી પણ હઠાવતા હતા. કાઠિયાવાડનાં રાજ્યો ઉપર પેશ્વાની પણ ખંડણી હતી. પેશ્વા સાથે સંધિ કરી એ ખંડણી ઉઘરાવવાનું કામ અંગ્રેજ સરકારે માથે લીધું. તેને માટે સૈન્ય સહિત કર્નલ વૉકરને કાઠિયાવાડ મૂક્યા. કર્નલ વૉકરને એક દેશી સલાહકાર અને માર્ગદર્શકની જરૂર હતી. સુંદરજીને એ કામ માટે નીમ્યા. પરંતુ સુંદરજીએ પોતાના વેપાર અને કોન્ટ્રાક્ટનું કામ બંધ નહિ રાખવાની શરત કરી. સુંદરજીએ હવે પોતાના કાર્યક્ષેત્રમાં વધારો કર્યો હતો. એની પેઢીઓ શરાફો-બેન્કરો તરીકે કામ કરતી હતી. હુંડીઓની લે-વેચ અને નાણાંની ધીરધાર મોટે પાયે કરતી હતી. તેઓ રાજા રજવાડાઓને પણ ધીરાણ કરતા હતા. સુંદરજી હવે મોટા ધનાઢ્ય થયા હતા. ધન, આબરૂ, અધિકાર, લાગવગ અને બ્રિટીશ સરકારનું મોટું પીઠબળ એની પાછળ હતું.

કાઠિયાવાડનાં રાજ્યો સાથે ફરીને સમયાનુસાર સંધિઓ કરવી પડશે, એ માટે ચતુર પુરૂષની કર્નલ વૉકરની જરૂરિયાત પૂરી પાડવા સુંદરજીની નિમણુંક થઇ. સુંદરજી કાઠિયાવાડના રાજાઓના ગાઢ પરિચયમાં આવ્યા. સુંદરજી સૈન્યોને સાધન અને વાહનો પૂરાં પાડતા. રાજાઓને સમજાવતા હતા; કર્નલ વૉકર તો એમના ગુણો ઉપર મોહી પડયો હતો. મીઠી મોહક વાણીથી એઓ રાજાઓ સાથે હળી-મળી ગયા. બન્ને પક્ષોનો વિશ્વાસ સંપાદન કર્યો.

કાઠિયાવાડમાં એ સમયે 'મારે તેની તલવાર' હતી. નાનાં મોટાં રાજ્યો ગાયકવાડ સાથે લડતાં હતાં. પોતપોતામાં પણ મારા-મારીઓ અને યુદ્ધો ચાલુ જ હતાં. કોઇ કોઇનો વિશ્વાસ નહોતો. મુત્સદ્દીગીરીઓની મોટી ખટપટો ચાલતી હતી. સૌ માણસો પોતાના બચાવ માટે હથિયારો રાખતા હતા. લૂંટારૂઓની ટોળીઓ ચાલુ ફરતી હતી. એમની સામે દરેક ગામડું પોતાના યુવાનોના હાથો અને

હથિયારોથી રક્ષણ કરતું હતું. પરંતુ એમનાથી પણ મોટી તકલીફ રાજ્યોના અને ગાયકવાડના સૈન્યોની હતી. આ સૈન્યો ગામડાઓમાંથી અનાજ અને ઘાસ દાણો ઊઘરાવવા ઘોડેસ્વારોની ટૂકડીઓ મોકલતા હતા. નબળી ટૂકડીને ગામવાળાઓ સાફ કરી નાંખતા હતા. સૌને પોતાનો બચાવ કરવાનો જમાનો હતો. નબળાનું આ સમયે કાઠિયાવાડમાં કામ નહોતું. યુદ્ધ, મારામારી, ઝપાઝપી, લૂંટ, આગ, ગોળાબાજી અને જોરાવરી વેઠતો એ જમાનો હતો.

ભાવનગરમાં આ સમયે શાણા, બુદ્ધિમાન, શૂરા, દીર્ઘદૃષ્ટિવાળા તખ્તસિંહજી ઠાકોરનું રાજ્ય હતું. એણે એક નાની ઠકરાતમાંથી કાઠીઓની પાસેથી મોટા પ્રદેશ જીતીને ભાવનગરનું મોટું રાજ્ય સ્થાપ્યું હતું. જુનાગઢમાં નાગર અમરજી દિવાન આ સમયથી થોડા વરસો પહેલાં થઇ ગયો હતો. એના જેવો શૂરવીર, વિજેતા અને શ્રેષ્ઠ સેનાપતિ કાઠિયાવાડ આખામાં એકસો વરસો થયાં પાકયો નહોતો. એણે જુનાગઢ રાજ્યના ડોલતા પાયા અતિ મજબૂત બનાવ્યા હતા. અમરજીએ અનેક યુદ્ધો ખેલ્યાં હતાં. ગાયકવાડ સરકારને પણ એણે હંફાવી હતી. એ યુદ્ધમાં કદી હાર્યો નહોતો. નવાબ હમીદખાને ખટપટીઆઓની શીખવણીથી એને દગાથી મરાવી નાંખ્યો. પણ એના મૃત્યુ પછી જુનાગઢનું નાવ ભરદરિયે ડોલતું હતું.

જામનગરમાં મેરામણ ખવાસની સત્તાની આ સમયે છેલ્લી વૃદ્ધાવસ્થા હતી. એ પુરૂષ રાણી અછુબાનો અદનો ખવાસ હતો. પરંતુ એની બુદ્ધિમત્તાથી એ જામનગર રાજ્યનો માલેક બની બેઠો હતો. જામ જશાજીને એણે ચોકી નીચે રાખ્યો હતો. એ મહાન બુદ્ધિમાન મુત્સદ્દી હતો. એણે કદી વિજય મેળવ્યા જ નહોતા. પરાજયોમાંથી પણ એણે મોટા લાભ મેળવી લેવાની શકિત કેળવી હતી. અનેકવાર હાર પામ્યા છતાં એણે જામનગરના રાજ્યને મુત્સદ્દીગીરીથી વિસ્તૃત અને મજબૂત બનાવ્યું હતું. એ કાર્યદક્ષ, ચતુર, બુદ્ધિમાન અને

મુત્સદ્દી પુરૂષ હતો. મેરૂ ખવાસ પણ કર્નલ વૉકર આવ્યા ત્યારે જામ જશાજીને રાજ્ય સોંપી પરલોકમાં સિધાવ્યો હતો.

ગોંડળનો કુંભોજી પણ અદ્દભુત બુદ્ધિમાન કાવાદાવાવાળો પુરૂષ એ સમયે હતો. એ મુત્સદ્દીગીરી અને કપટ નીતિમાં સૌનો આચાર્ય હતો. ભેદનીતિ, ઝેર અને ખટપટથી એણે ગોંડળના રાજ્યને મોટું, સમૃદ્ધ અને મજબૂત રાજ્ય બનાવ્યું હતું. પોરબંદરનો સરતાનજી રાણો પણ ખૂબ સાહસિક અને ખટપટી રાજા હતો. પરંતુ બળવાન પાડોશીઓ એને ઊંચો આવવા દેતા નહિ.

કચ્છનો ફતેહમામદ જમાદાર ભરવાડ હતો. પોતાની શારીરિક અને માનસિક શકિતઓથી એ નિરક્ષર ભરવાડ કચ્છનો સર્વ સત્તાધ્યક્ષ બન્યો હતો. એ પણ મોટો શૂરવીર અને સાહસિક યોદ્ધો હતો. એ પણ હવે સત્તાની સંધ્યાના સમયે હતો.

સુંદરજી કર્નલ વૉકર સાથે કાઠિયાવાડમાં આવ્યા ત્યારે કાઠિયાવાડમાં આ મુખ્ય બળો હતાં. કાઠીઓને તો ભાવનગરના તખ્તસિંહજીએ ભાંગી નાંખ્યા હતા. મોરબી પણ જેમ તેમ પોતાનું રાજ્ય સાચવી રહ્યું હતું. રાજાઓને બહારના શત્રુઓથી હમેશાં જાગતા રહેવું પડતું હતું. પાડોસીઓ સામે પણ સતર્ક જાગતા રહેવું પડતું હતું અને પોતાના રાજ્યની અંદરની ખટપટો અને બળવા પણ દાબી દેવા પડતા હતા. રાજાઓનો એક પગ પોતાની ગાદી ઉપર અને બીજો પગ ઘોડાના પેંગડા ઉપર રહેતો હતો.

સુંદરજી અંગ્રેજ સરકારના નેટીવ એજન્ટ થયા. એઓ પોતે યુદ્ધમાં અંગ્રેજી સૈન્યો સાથે ચડતા હતા. સુંદરજી નિડર હતા, શૂરવીર પણ હતા. સેંકડો ગોળીઓના વરસાદની વચ્ચે પોતાના ઘોડા ઉપર જરા પણ સંકોચ વગર બેસીને યુદ્ધ જોતા. પોતે તલવારનો પટો શીખ્યા હતા. બંદૂકની નેળ તાકતાં આવડતી હતી. યુદ્ધમાં એનું માનસ રાચતું હતું. સૈન્યો માટે અનાજ એમને જ પૂરૂં પાડવાનું હતું.

ગાડાં, મછવાઓ, ઘોડાઓ, ખચ્ચરો, તંબુઓ આ સર્વેની ગોઠવણ સુંદરજીને કરવી પડતી હતી. એ કામગરા હતા. રાત્રિ દિવસ એને માટે કામ, કામ ને કામ હતું.

બેટ દ્વારકાનાં તીર્થસ્થળો કાઠિયાવાડમાં આવ્યાં છે. આ પ્રદેશ નામનો ગાયકવાડને તાબે હતો. પરંતુ આ પ્રદેશની વસ્તીના વાઘેરો લડાયક જાતના હતા. ગાયકવાડ એ પ્રજાને વશ કરી શક્યા નહોતા. વાઘેરો સમુદ્ર પ્રદેશ અને જમીન બંને ઉપર સારી રીતે લડી જાણતા હતા. આ વાઘેરો દરિયાના મોટા લૂંટારાઓ (ચાંચીઆઓ) ગણાતા હતા. હજારો વર્ષો થયાં એ નામચીન ચાંચીઆઓ અનેક વેપારી વહાણોને લૂંટી લેતા હતા. એમણે એક અંગ્રેજી વહાણને લૂંટયું. અંગ્રેજોએ ગાયકવાડ મારફતે દબાણ ચલાવ્યું. પરંતુ વાઘેરો માથાના ફાટેલ હતા. ગાયકવાડની સત્તાને એમણે દાદ આપી નહિ. ગાયકવાડે આ કામ બ્રિટિશ સરકારને સોંપ્યું. ખર્ચ પોતે આપવા જણાવ્યું. આવા આક્રમણોથી સત્તા અને સમૃદ્ધિના મોટા લાભો મળતા હતા તે બ્રિટિશ સરકાર જાણતી હતી. સુંદરજીએ પોતાના એજન્ટો મારફતે વાઘેરોને ખૂબ સમજાવ્યા. વાઘેરો સમજ્યા નહિ. એટલે સુંદરજીએ કર્નલ વોકર સાહેબને સૈનિક આક્રમણ કરવા જણાવ્યું. બ્રિટિશ વ્યૂહ અને સૈનિક ધસારાને વાઘેરો ખાળી શક્યા નહિ. એઓ મોટી નુકશાની પછી શરણે આવ્યા. મંદિરોને બ્રિટિશ સૈન્ય પાસેથી કાંઇ પણ નુકશાન કે તકલીફ ન થાય તે સુંદરજીના દૃષ્ટિબિન્દુએ બરાબર નિહાળ્યું.

સુંદરજીના ઘોડાઓ જામનગરની હદમાંથી પસાર થતા હતા. જામ જશાજીએ એમાંથી સાત ઘોડાઓ પકડી લીધા. પાછળથી એકાદ અંગ્રેજ અમલદારને પણ કેદ કર્યો. બીજાં પાડોસી રાજ્યોની પણ જામનગરના રાજ્ય તરફથી થતા ઉત્પાતોની ફરિયાદ આવી. સુંદરજીએ જામને સમજાવવા માટે એજન્ટો મૂક્યા. પણ જામ પોતાના બળમાં

મુસ્તાક હતો. એણે સમાધાનીની વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. અંગ્રેજ અને ગાયકવાડનાં સૈન્યો જામનગર ઉપર ચડી આવ્યાં. જામના સૈન્યે જામનગરની આસપાસ મોરચા માંડયા. એમણે તોપો ગોઠવી. રાજપૂતો કસુંબા પીને અંગ્રેજી સૈન્યો ઉપર તૂટી પડયા. પરંતુ એમની પાસે કવાયત નહોતી. એમની પાસે સારી તોપો નહોતી. એમની પાસે શિસ્તબદ્ધ લડવાનું સામર્થ્ય નહોતું, એમની પાસે વ્યૂહ-રચના નહોતી. એટલે એમના સંહાર પછી એમને પાછું હઠવું પડયું. જામે પોતાનો પૂરો પરાજય જોયો. એણે વિષ્ટિ ચલાવી. સુંદરજીને બોલાવ્યા, સુંદરજીએ કહ્યું, આઠ લાખ રૂપિયા સૈન્યના ખર્ચના આપો. બ્રિટિશની પરવાનગી વગર કોઇ પણ પડોસી રાજ્ય સાથે યુદ્ધ કરવું નહિ અને ગાયકવાડની ખંડણી નિયમિત આપવી. જામસાહેબે આ ત્રણેય સરતો કબૂલ કરી. સુંદરજીએ રજા માગી.

"હવે મને રજા આપો. હું તરત જઇને બંદોબસ્ત કરૂં."

"આજે એકાદસી છે. ફરાળ કરાવ્યા વગર જવા દઉં તો મારો અતિથિધર્મ લાજે."

"પરંતુ જામસાહેબ, બાર તો વાગી ગયા છે. એક વાગે છાવણીમાં પાછો નહિ ફરૂં તો અંગ્રેજી સૈન્ય કૂચ કરીને જામનગર રાજ્ય ઉપર આક્રમણ કરશે."

"ગમે તેમ થાય, તો પણ તમારે ફરાળ કરવો જ પડશે; મારૂં વેણ જાય નહિ."

"જામસાહેબ, ફરાળ ભારી પડશે હો. આ વખતે મને જવા દો. આવતી કાલે હું આવીને જમી જઇશ. મને માફ કરો. બહુ મોડું થાય છે."

પણ જામસાહેબની જીદ પાસે એનું કાંઇ ચાલ્યું નહિ. જેમ તેમ ફરાળ ગળામાં ઉતારીને સુંદરજીએ ઘોડો દોડાવી મૂકયો.

સામે જ અંગ્રેજી સૈન્ય મળ્યું. સુંદરજીએ કમાન્ડરને રોકી કહ્યું, "હું સંધિ કરી આવ્યો છું. પાછા ફરો."

"તે નહિ બને. હવે તો અમે જામનગર લૂંટશું. અમે કૂચ કરી એટલે શહેર ઉપર હવે અમારો હક્ક થયો."

સુંદરજીએ મુખ્ય સેનાધ્યક્ષને મળી એમને અટકાવ્યા. પણ સૈનિકો લૂંટ વગર પાછા ન જવાનો આગ્રહ સેવી બેઠા. છેવટે સુંદરજી જામસાહેબને ફરી મળ્યા: "તમારી જીદ તમને ખૂબ મોંઘી પડી છે. હવે આઠ લાખ રૂપિયાને બદલે દસ લાખ દેવા પડશે." લાચારીએ જામે કબૂલ કર્યું. સંધિ થઇ.

જામ પાસે ફૂટી બદામ પણ ખજાનામાં નહોતી, તે વિમાસણમાં પડ્યો. એણે સુંદરજીને બોલાવી વાત કહી સંભળાવી. શું કરવું તે સલાહ માગી.

"તમારે બે પરગણાં સરકારને સોંપવાં પડશે. એની ઉપજ જ્યાં સુધી દસ લાખ રૂપિયા ન આપો ત્યાં સુધી સરકાર ખાશે. અને તે પરગણાં પછી તમારા હાથમાં સહેલાઇથી આવશે કે નહિ તે તો પરમાત્મા જાણે."

જામ સાહેબનું મોઢું ઝાંખું પડ્યું. રાજપૂત નરમ થઇ ગયો: "સુંદરજી! કાંઇક ઉપાય કરો. ગમે તેવો તો પણ તમારો રાજા છું. તમારે કાંઇક કરવું પડશે."

"ઠીક છે, તમે બાળબા અને ખંભાળીઆનાં બે પરગણાં મને લખી આપો. વહીવટ અમારા માણસો સંભાળશે. પણ આણ જામ-સાહેબની રહેશે. હું દસ લાખ રૂપિયા આપીશ. પછી વ્યાજ શીખે ભરી દેજો. ઉપજ પણ તમારી રહેશે. મારા થોડા માણસો દેખરેખ માટે રહેશે. સરકારની બાંહેધરી પણ હું મેળવી લઇશ."

જામસાહેબને એ ખાટી કડવી ગોળી ગળી જવી પડી. એમણે જોઇતું લખત કરી આપ્યું. સુંદરજી દસ લાખ રૂપિયા માટે અંગત જામીન થયા. સરકારે જ્યારે એ લખત ને બાંહેધરી આપી એટલે જામસાહેબની વતી દસ લાખ રૂપિયા સુંદરજીએ ભરી આપ્યા.

જામના રાજ્યનાં બે પરગણાંનો કબજો સુંદરજીના માણસોએ લીધો. જામસાહેબ સાથે ભારે મીઠાશ થઇ. રાણીએ એમને ભાઇ માન્યા. જામસાહેબ સાથે ઘરોબો સ્થપાયો.

પોરબંદરના રાણાનો દિવાન વીફરી બેઠો. આરબોને હાથમાં લઇને એણે પોરબંદર લઇ લીધું. રાણો એને પહોંચી શકયા નહિ. રાણાએ સુંદરજી મારફતે બ્રિટિશ સરકારના સૈન્યનો સહકાર માંગ્યો. ખર્ચ આપવાની કબૂલાત આપી. આથી સુંદરજી સૈન્યની એક ટૂકડી લઇને આવ્યા. એમણે યુદ્ધ કરી દિવાનને હરાવીને રાણાને સોંપ્યો. રાણાએ ખર્ચ આપી દીધું. બીજી વખત પોરબંદરના રાણા સામે યુવરાજ હાળોજીએ બળવો ઉઠાવ્યો. રાણો વળી તકલીફમાં આવી પડયો. એણે સુંદરજીની ફરી સહાય માંગી. કાઠિયાવાડમાં પગપેસારો કરવાની, આવી દરેક તકનો સુંદર ઉપયોગ કરવાની બ્રિટિશ સત્તાનો વિચાર હતો. સુંદરજી વળી ગયા. એમણે પાટવી કુંવરનો પરાજય કર્યો. રાજ્ય રાણાજીને પાછું સોંપ્યું. રાણાની પાસે ત્રીજોરી ખાલી હતી. એમણે સુંદરજી પાસેથી પાંચ લાખ રૂપિયા રોકડા લીધા. સરકારની બાંહેધરી પછી સુંદરજીએ એ નાણાં ધીર્યાં. પોરબંદર રાજ્યનો વહીવટ પણ એમના હાથમાં આવ્યો. આમ આ બે રાજ્યની ઉપર એમનો સંપૂર્ણ અંકુશ થયો. સુંદરજીની લાગવગ કાઠિયાવાડમાં હવે ખૂબ વિકાસ પામી હતી. રાજાઓ એને સમોવડીઓ ગણવા લાગ્યા. પોરબંદરનો ઇજારો ઘણાં વરસો સુધી એમની પાસે રહ્યો હતો.

જુનાગઢમાં પણ અમરજી દિવાનના ખૂન પછી અંધાધુંધી ચાલતી હતી. સમય બારીક હતો એટલે નવાબને મોટાં સૈન્યો નીભાવવાં પડતાં. પરંતુ પેદાસ કરતાં ખર્ચ ઘણું વધારે હતું. નવાબો એશઆરામી ચલાવતા હતા. એઓનું જીવન ખર્ચાળ હતું. સૈન્યોને પૈસા આપવા માટે ત્રીજોરીમાં નાણું નહિ. આરબ બેરખાંને છ છ

માસનો પગાર મળ્યો નહોતો. આરબોને ખાવાનું નહોતું. નવાબ સાહેબને અરજો કરી થાકયા; પરંતુ એ અરજો બહેરા કાનો ઉપર અથડાઈ. આથી આરબોએ બળવો કર્યો. એના જમાદારે ઉપરકોટથી શહેરમાં આવી નવાબસાહેબને કેદ કરી લીધા. નવાબ સાહેબ ભારે તકલીફમાં આવી પડ્યા. એમણે વિશ્વાસુ માણસ સાથે સુંદરજીને પયગામ પહોંચાડયો. સુંદરજીએ ખર્ચો આપો તો અમે મદદમાં આવવા તૈયાર છીએ એમ કહ્યું. નવાબસાહેબે તેવી ખાત્રી મોકલાવી. સુંદરજી પલ્ટનો લઇને લડવા ગયા. આરબોને સમજાવ્યા. એમને ઈન્સાફની ખાત્રી આપી. આરબોએ નવાબ સાહેબને છૂટા કર્યા. નવાબ પાસે સરકારના સૈન્ય ખર્ચ માટે અને આરબોને દેવા ખોટી પાઇ નહોતી. સુંદરજીએ સરકારી બાંહેધરી નીચે નાણાં ધીર્યાં. આઠ વરસ સુધી જુનાગઢ રાજ્યનો કબજો સુંદરજીને મળ્યો. એમણે પોતાના ભાઇના પુત્રને જુનાગઢના દિવાન તરીકે મોકલ્યો. એક ભાવનગરના વજેસીંગજી સિવાય હવે કાઠિયાવાડના દરેક રાજ્યમાં કર્તાહર્તા જેવી સત્તા મળી. સુંદરજી પાસે ખૂબ ધન, માન મરતબો, લાગવગ અને સત્તા હતાં. કોઇ પણ વેપારી આટલી સત્તા હિંદમાં ભોગવી ગયો નથી.

વડોદરાના ફત્તેસિંહરાવ ગાયકવાડના ભાઇ દામાજીએ ગાયકવાડની સામે બળવો કર્યો. આરબોનો પગાર ચડી ગયો હતો એટલે આરબો પણ દામાજી સાથે મળ્યા. એમણે કડી પ્રાંત આખો કબજે કરી લીધો. વડોદરામાં સૈન્યની વ્યવસ્થા બરાબર નહોતી. ગાયકવાડ સરકારની પોતાની સત્તા નબળી પડી ગઇ હતી. આ બળવો સમાવવા જેટલાં સાધનો ગાયકવાડ ભેગાં કરી શકયા નહિ. એમની પાસે એવો મજબૂત સેનાધ્યક્ષ પણ નહોતો. મગરૂર ગાયકવાડ પરદેશી કુમક લાદવા નારાજ હતા; પરંતુ સંયોગે એમને લાચાર બનાવ્યા. ગાયકવાડે પોતાના વિશ્વાસુ દૂતને સુંદરજી પાસે મોકલ્યો. વાટાઘાટ ચાલી. સુંદરજીએ હમેશ મુજબની શરત ખર્ચ આપવાની કરી. ગાયકવાડે

કે સ્વીકારી. અંગ્રેજી ફોજ સુંદરજીને લઇ કડી પ્રાંત ઉપર ચાલી. આરબો સાથે મોટું યુદ્ધ થયું. આરબો હાર્યા. કડી પ્રાંતનો કબજો અંગ્રેજી ફોજે લીધો. ગાયકવાડે ખર્ચનાં નાણાં ભરી કડીનો કબજો લીધો. આ આખા પ્રસંગમાં શ્રીમંત ગાયકવાડને સુંદરજીએ ખૂબ સહકાર આપ્યો. ખર્ચની રકમમાં ધરખમ ઘટાડો કરાવી આપ્યો. આરબોને સમજાવીને ફરી ગાયકવાડની નોકરીમાં જોડી દીધા. આવી સુંદરજીની સેવાથી ગાયકવાડ ખૂબ પ્રસન્ન થયા. એમને ખૂબ સન્માન આપ્યું. ગાયકવાડ સરકારનો કાઠિયાવાડનાં રાજ્યો ઉપર ચૌથ અને જોરતલબી વગેરેની ખંડણી લેવાનો અધિકાર હતો. આ ખંડણી બરાબર ઉઘરાતી નહિ, રાજ્યો ગાયકવાડને દાદ આપતા નહિ. આથી ગાયકવાડે આ કામ સુંદરજીને સોંપ્યું.

સુંદરજીના હાથમાં બહુ ઉપયોગી કામ મળ્યું. એના પીઠબળમાં અંગ્રેજ સરકાર હતી. કર્નલ વૉકર એની સલાહ ઉપર ચાલતો હતો. મુંબઇ સરકાર ઉપર એની લાગવગ હતી. જુનાગઢ, પોરબંદર અને નવાનગર રાજ્યો ઉપર સુંદરજીનો કબજો હતો. ભાવનગરના ઠાકોર બનેસંગજી એનું માન રાખતા હતા. મોરબીના રાજ્ય સાથે પણ સુંદરજીને ઘરોબો હતો. સુંદરજી કોઇ પણ પ્રસંગ આવ્યે રાજાઓને આર્થિક અને સૈનિક મદદ આપતા–અપાવતા હતા. રાજાઓને યોગ્ય સલાહ પણ આપતા હતા. આથી એમને ગાયકવાડ સરકાર માટેની ખંડણી ઉઘરાવવાનું કામ બહુ મુશ્કેલ બન્યું નહિ. રાજાઓને એઓ સહકાર આપતા એટલે રાજાઓ પણ એમને પ્રસન્ન રાખવા રાજી હતા. અનેક તાલુકાદારોના કેસો પણ પોલીટીકલ એજન્ટ પાસે ચાલતા હતા. પોલીટીકલ એજન્ટ સુંદરજીની સલાહ ઉપર વજન આપતો હતો. આથી દરેક વર્ગના તાલુકાદારો એમના ઓશીગણમાં રહેતા હતા. રાજ્યોમાં ઘણી ખટપટો થતી હતી. પાટવી કુંવરો, રાણીઓ, આરબો અને તાલુકાદારો રાજાઓને સુખે સૂવા દેતા નહિ.

આ વખતે સુંદરજીની મદદ એમને બહુ અગત્યની થઇ પડતી હતી. સુંદરજી મુત્સદ્દી હતા. સૌને રાજી રાખી પોતાનો આર્થિક સ્વાર્થ કાઢી લેતા હતા.

અંગ્રેજી સૈન્યોને રાસન અને વાહનો, તંબુઓ પૂરાં પાડવાનું કામ સુંદરજી પાસે હતું. એમનો બહોળો વેપાર પણ ચાલતો હતો. એઓ ત્રણ મોટાં રાજ્યોને નાણાં ધીરી એ પ્રદેશોનો વહિવટ પણ કરતા હતા. પોલીટીકલ એજન્ટની પાસે પણ એડવાઇઝર (સલાહકાર) તરીકે એમને હાજર રહેવું પડતું હતું. આથી એમનાથી બની શકે તે કરતાં વધારે કામો એમના હાથમાં હતાં. સુંદરજી એ કામો પાછળ રાત્રિ દિવસ મહેનત કરતા હતા. બધાં રાજ્યોએ એમની સેવાના બદલા તરીકે પાંચથી આઠ ગામો એમને વંશપરંપરા બક્ષિસ આપ્યાં હતાં. મુંબઇ સરકારે વિલાયતથી સંમતિ મેળવી નડીઆદ પાસેનું ઉતરસંડા નામે ગામ સુંદરજીને ત્રણ પેઢીઓ સુધી બક્ષિસ આપ્યું હતું. એની વાર્ષિક પેદાશ વીસ હજાર રૂપિયા આવતી હતી. સુંદરજી મોટા શરાફ પણ હતા. સરકારની પલટનોને પગારના રૂપિયા એમને દરેક સ્થળે પૂરા પાડવા પડતા હતા.

સુંદરજીનો સિતારો દિન પ્રતિદિન તેજ થતો ગયો. એઓને અંગ્રેજ સરકારે પોલીટીકલ એજન્ટના એડવાઇઝર તરીકે દરમાસે એકહજાર રૂપિયા પગાર, છત્રી, પાલખી, મસાલ, નિશાન અને ચમર આપ્યાં હતાં.

કર્નલ વૉકર રજા ઉપર ગયા. એની જગ્યાએ કેપ્ટન બેલેન્ટાઇન આવ્યો. એ લશ્કરી મગજનો તુમાખી અધિકારી હતો. એણે સુંદરજીની સલાહને પણ કેટલીક બાબતમાં ઉવેખી હતી. જુનાગઢના નવાબ ઉપર એની રાતી આંખ હતી. નવાબનું જાહેર અપમાન કરવા એનો ઇરાદો હતો. કોઇ અગત્યની મંત્રણા માટે કેપ્ટન બેલેન્ટાઇને જુનાગઢના નવાબ સાહેબને તેડાવ્યા. પોતે પોતાના ટેબલ પાસે એક જ ખુરશી

રાખી. એનો મુકામ તંબુમાં હતો. નવાબ સાહેબ આવ્યા કે વિમાસણમાં પડયા. ત્યાં બીજી ખુરશી પોલીટીકલ એજન્ટે રાખી નહોતી. નવાબી પ્રતિષ્ઠા ઉપર મોટો કુહાડાનો ઘા થવા વારો હતો. જાહેર અધિકારીઓ તંબુમાં હાજર હતા. એક તરફ કેમ્પબેડ ઉપર સુંદરજી સુતા હતા. એમને ભગંદરનું દર્દ હતું. આથી એઓ બેસી શકતા નહિ. નવાબ સાહેબના જાહેર અપમાનનો સાહેબનો ઇરાદો સુંદરજી સમજી ગયા. એણે નવાબ સાહેબની મુંઝવણ અને અપમાન ટાળવા માટે ઉપાય શોધ્યો. એમણે ખૂબ સ્નેહથી નવાબ સાહેબને બોલાવી ખાટલા ઉપર પોતાના માથા પાસે બેસાડયા. સાહેબ ખૂબ બળી ગયો પણ સુંદરજી એનાથી દબાય તેમ નહોતા.

સુંદરજી કચ્છના હતા. વારંવાર તે કચ્છ જતા. એમના વેપારની હેડ ઑફિસ કચ્છમાં હતી. કચ્છના રાવ ભારમલજી ઉપર અંગ્રેજ સરકારની અપ્રીતિ હતી. એણે અન્યાય કરાવેલા, લૂંટફાટો કરાવેલી અને બ્રિટિશ અધિકારીઓની ચેતવણીઓ ઉપર ધ્યાન આપ્યું નહોતું. આથી અંગ્રેજી સેનાધ્યક્ષ કેપ્ટન મેકમર્ડોએ કચ્છ ઉપર આક્રમણ કરી ફતેહમામદ જમાદારના પુત્ર હસન પાસેથી કચ્છનો કબજો લઇ લીધો હતો. રાવને રાજ્ય માટે નાલાયક ઠરાવી, એના બાળ પુત્રને ગાદી આપી, રાવને કબજામાં રાખ્યા હતા. મહારાવ સુંદરજીને કાકા કહેતા હતા. એમણે સુંદરજીને માંડવીથી ભુજ બોલાવી મંગાવ્યા. પોતાને ચોકી નીચે પડતી તકલીફો અને ખર્ચની તંગી માટે ફરીઆદ કરી. સુંદરજીએ વચ્ચે પડી પોતાની લાગવગ વાપરી રાવને સગવડો અપાવી હતી. રાવની બહેનના વિવાહ સુંદરજીએ લાગવગ લગાવીને જુનાગઢના નવાબ સાથે કરાવી આપ્યા હતા.

સુંદરજીની પાસે અધિકાર, સત્તા, ઐશ્વર્ય હતાં. પરંતુ શારીરિક સુખ નહોતું. એમને ભગંદર થયો હતો. એના ઉપચારો કરી એ ફૂટતો પરંતુ એ કદી પણ તદ્દન સારો થયો નહિ. જ્યારે પાકતો

ત્યારે આખી રાત્રિ સુંદરજીને જાગૃતિમાં કાઢવી પડતી હતી. સુંદરજી વડોદરે આવ્યા. ત્યાં ગાયકવાડ સરકારને કામ પ્રસંગે મળી સરકારી મહેમાન તરીકે રહ્યા. એટલામાં એમના ભગંદરે જોસ કર્યું. આખી રાત્રિ પીડામાં ગાળી. સવાર પડતાં ભગંદર ફુટયું, એને લીધે એમને શાંતિની નિદ્રા આવી ગઈ. પલંગ ઉપર સુઇ ગયા.

વડોદરામાં સુંદરજીની બિમારીના સમાચાર ફેલાઈ ગયા. સુંદરજીના આગમન સમયે મુંબઇના ગવર્નર સાહેબ પણ વડોદરામાં આવ્યા હતા. એઓ પણ રાજ્યના મહેમાન હતા. સુંદરજીની તબીયત ખરાબ હોવાના ખબર ગવર્નર સાહેબને પણ મળ્યા. એક તરફથી સેના ખાસખેલ ગાયકવાડ સરકાર શ્રીમંતની સવારી સુંદરજીની તબીયત જોવા એને ઉતારે આવી પહોંચી. બીજી તરફ ગવર્નર સાહેબની ચાર ઘોડાની ગાડી પણ સુંદરજીની તબીઅત જોવા માટે એને ઉતારે આવી. શ્રીમંત અને ગવર્નર બન્ને એને ઉતારે ભેગા થઈ ગયા. બન્ને ઉપર આવ્યા. નોકરો સુંદરજીને જગાડવા પલંગ તરફ જતા હતા. આ બન્ને મોટા પુરૂષોએ મનાઇ કરી. એઓ ખુરશીઓ મંગાવી એના પલંગ પાસે બેઠા. એક કલાક પછી સુંદરજીની આંખ ઉઘડી. એમણે શ્રીમંત અને ગવર્નરને બેઠેલા જોયા. તે એમને સત્કારવા બેઠો થવા જતો હતો, પણ આ બન્નેએ હાથ ઝાલીને સુવાડયો. એની ખબર-અંતર પૂછી. કોઇપણ ખાનગી ગૃહસ્થની તબીઅત જોવા શ્રીમંત ગાયકવાડ જાય એ ઇતિહાસના પાના ઉપર નવીનતા હતી. સુંદરજી એ સમયમાં કેવડી રાજ્યદ્વારી મહત્વતા ભોગવતા હતા તે સહેજે સમજાશે.

સુંદરજીએ પોતાનું કામ ઓછું કરવા માંડયું. તેને ભગંદર મટતો નહોતો. કોઇએ કહ્યું કે, તમે બદ્રીનારાયણની યાત્રાએ જાઓ, ત્યાં તમને દેવકૃપાથી આ રોગ મટી જશે. સુંદરજીએ આથી વેપાર સંકેલવા માંડયો. જામસાહેબે એમની રકમ ભરીને બે પરગણાં

છોડાવી લીધાં જામસાહેબે એને અગીઆર ગામોનો ઇનામી ખત લખી આપ્યો. પોરબંદરના રાણાને પણ લેણું વસુલ કરીને રાજ્ય સોંપી દીધું. જુનાગઢના નવાબસાહેબે હજુ લેણું ભર્યું નહોતું એટલે સુંદરજીનો ભત્રીજો દિવાન તરીકે ત્યાં કામ સંભાળતો હતો. સુંદરજીએ વહીવટનો મોટો પથારો સંકેલવા માંડયો. એણે બદ્રીનારાયણની યાત્રા કરવાનો વિચાર રાખ્યો. મોટી તૈયારીઓ કરવા માંડી. ભત્રીજાઓ, અને પુત્રોને કામની સોંપણી કરી. મુંબઇ સરકાર પાસે રજા મંગાવી લીધી. ભલામણ પત્રો લીધા. સુંદરજી મોટા રસાલા સાથે બદ્રીનારાયણની યાત્રાએ નીકળ્યા. સાથે સેંકડો માણસો હતા.

બદ્રીનારાયણની યાત્રા હિમાલયમાં છે. ત્યાં ગંગોત્રી એટલે ગંગાનું મૂળ સ્થાન, જમનોત્રી એટલે યમુના નદીનું મૂળ સ્થાન, શ્રી કેદારનાથ એટલે એકજ્યોર્તિલીંગ મહાદેવ અને બદ્રીનારાયણ એટલે જ્યાં શ્રી નરનારાયણે તપશ્ચર્યા કરી હતી એવાં ચાર મોટાં ધામો છે. બીજા ઋષિમુનીઓનાં તપશ્ચર્યાનાં અનેક પવિત્ર રમ્ય સ્થાનો હિમાલયમાં આવ્યાં છે. આજે અંગ્રેજ સલ્તનતમાં પાકા રસ્તાઓ બંધાયા છે. પવિત્ર નદીએ ઉપર પુલો બંધાયા છે. ડોળીઓ પણ મળે છે. પરંતુ સુંદરજીના સમયમાં એવું કાંઇ નહોતું. કોઇ જાતની સગવડ નહોતી. છતાં સુંદરજીએ મોટા રસાલા સાથે આ યાત્રા પૂરી કરવાની હિંમત કરી હતી.

એનો મુકામ દિલ્હી હતો. ત્યાં એક અજાયબી ભરેલો બનાવ બન્યો. સુંદરજીના મુકામ ઉપર વરધી આવી કે દિલ્હીનો પાદશાહ મળવા આવે છે. થોડા સમયમાં અકબર બાદશાહ જહાનનો વારસ બહાદુરશાહ જાતે એના મુકામે આવ્યો. એ પદભ્રષ્ટ હતો, એને થોડું વરશાસન મળતું હતું. પાદશાહનો હાથ તંગીમાં રહેતો હતો. એને પોતાના મોભા પ્રમાણે રહેવાને આર્થિક છૂટ અને બીજી સગવડો જોઇતી હતી. એ ગવર્નરને વિનવણીઓ કરી થાકયો હતો પરંતુ

ક્યાંયે એને પત્તો મળતો નહોતો. અંગ્રેજ સરકારનો કોઇ માતબર વિશ્વાસુ અધિકારી દિલ્હીમાં આવ્યો છે, એની લાગવગ મોટી છે, એમ બહાદુરશાહને કોઇએ કહ્યું હતું. આથી નસીબ અજમાવવા માટે એણે સુંદરજીને ત્યાં પોતાની સ્વારી ફેરવી હતી. દિલ્હીના લોકોને આ મહાન મોગલની થોડી કિંમત અને કદર હતી; પરંતુ હિંદના લોકોને મન દિલ્હીશ્વર એટલે ચક્રવર્તી પાદશાહ એ ન ભુંસી શકાય એવી છાપ હતી. સુંદરજી સામે જઇ પાદશાહ સલામતને તેડી આવ્યા. એને ખૂબ માન આપ્યું. પાદશાહે એને પોતાના આવવાનું કારણ સમજાવ્યું. તમે અંગ્રેજ સરકારના મોટા લાગવગવાળા અધિકારી અને મિત્ર છો. મારૂં કામ કરાવી આપો. તૈમુરનો વંશજ પોતા જેવા અદના માણસ પાસે માંગણી કરે એ સુંદરજીને અજાયબી ભરેલું લાગ્યું. સુંદરજીએ પોતાનાથી બનતું કરવા વચન આપ્યું.

સુંદરજી દિલ્હીથી પ્રયાગ ગયા. અહીં એમણે સંયુકત પ્રાંતના ગવર્નરની મુલાકાત માટે માંગણી કરી. સાથે મુંબઇ સરકારનો ભલામણ પત્ર મૂકયો. તરત જ મળવાનો સમય નક્કી થયો. સુંદરજી મોટા રસાલા સાથે લેફ્ટેનન્ટ ગવર્નરને મળવા ગયા. ખેરખાંઇઅતની વાતો થઇ.

"તમને મારી ઓળખાણ પડે છે?" ગવર્નરે પૂછયું.

"મને યાદ આવતું નથી." સુંદરજીએ કહ્યું.

"હું યાદ કરી આપું. લખનઉના નવાબના સંબંધમાં ત્રણ ગૃહસ્થોનું કમિશન નીમાયું હતું. તેમાં એક તમે હતા, એક હું હતો."

સુંદરજીને તરત યાદ આવ્યું. ફરી હસ્તધુનન કર્યું. સુંદરજીએ પાદશાહ સલામતની માંગણીઓ માટે ગવર્નરને વિગત સાથે વાતચીત કરી. ગવર્નરે શાંતપણે એ વાતો સાંભળી. એણે ઉચ્ચ અધિકારીઓ એટલે વાઇસરોય અને હિંદી વજીરને લખીને આ વિષયમાં યોગ્ય કરવાનો સધીઆરો આપ્યો. બીજી કોઇ સેવા હોય તો જણાવવા

કહ્યું. સુંદરજીએ કહ્યું કે મારે હરદ્વારમાં ભંડારો (અડધું જમણ) કરવાનો છે. માટે મને યોગ્ય સહકાર આપવા માટે કલેક્ટર ઉપર હુકમ લખી આપો. નહિ તો આ મોટું કામ અશક્ય થશે. ગવર્નરે તેવો હુકમ લખી અપાવ્યો.

હરદ્વાર તરફ સુંદરજીનો સંઘ ચાલ્યો. હરદ્વારમાં આ સમયે મોટો કુંભમેળો હતો. દર બાર વરસે આ કુંભમેળો હિંદમાં ચાર સ્થળે થાય છે. હરદ્વાર, નાશક, જગન્નાથપુરી અને પ્રયાગ ખાતે આ મોટા મેળાઓ ભરાય છે. એમાં દશથી બાર લાખ માણસો સહેજે ભેગાં થાય છે. ક્યારેક તો એ સંખ્યા સત્તાવીસ લાખ સુધી પણ પહોંચી હતી. અહીં સાધુઓના દશ અખાડા ભેગા થાય છે. સાધુઓ પોતાના હાથીઓ, ઘોડાઓ અને હજારોના રસાલાઓ સાથે ભેગાં મળે છે. નાગા સાધુઓ હરદ્વારમાં ગંગાજીમાં પહેલા સ્નાન માટે મોટી મારામારી કરે છે. અકબર શહેનશાહના સમયમાં આવી લડાઇમાં ૨૭૦૦ સાધુઓ માર્યા ગયા હતા એવી આઇને અકબરીમાં નોંધ છે. આ કુંભમેળો હિંદમાં સૌથી વિખ્યાત મોટો મેળો છે. આ સમયે હમેશાં કોલેરા ફાટી નીકળતો હતો. પરંતુ હવે સરકારી અને પ્રજાકિય સારા બંધારણને લીધે રોગોનું આક્રમણ મંદ રહે છે. હજારો દુકાનદારો અહીં દુકાનો માંડે છે. રેલ્વેમાં ગીરદીનો પાર રહેતો નથી.

સુંદરજી હરદ્વારમાં આવ્યા, એમને ભંડારો કરવાની ઇચ્છા હતી. એ કામ બહુ મોટું હતું. લાખો માણસોને એક જ દિવસમાં જમાડવાની વ્યવસ્થા કરવાની હતી. તે માટે હજારો મણ લોટ, હજારો મણ ઘી, હજારો મણ ગોળ, દેશાવરોથી મંગાવી તૈયાર રાખવાનો હતો. એ માટે સેંકડો રસોઇઆ, હજારો વાસણો, હજારો મણ દાળ રંધાય એવાં કડૈયાં ભેગાં કરવાનાં હતાં. સુંદરજીએ એક માસ સુધી હરદ્વારમાં રહીને મોટા પાયે તૈયારીઓ કરાવીને એક લાખ મણ લાડુ તૈયાર કરાવ્યા. લાડુઓથી મોટાં ઘરો ચીકાર ભરાઇ

રહ્યાં. પોલીસની મોટી મદદ સુંદરજીને મળી. એમની મદદ વગર આ કામ કદી પણ બની શકત નહીં. સૈન્ય અને પોલીસના હજારો માણસો કુંભમેળાના બંદોબસ્ત માટે ભેગા મળ્યા હતા. એમણે ગંગાના સામા કિનારે વ્યવસ્થા રાખી લાખો માણસોને જમાડી દીધા. અવ્યવસ્થા જરા પણ થવા દીધી નહિ. સાધુઓની જમાતોને જમાતો જતી ગઇ. આવો ભંડારો અગાઉ કોઇએ કર્યો નહોતો. સુંદરજીએ એની પાછળ બાવીસ લાખ રૂપિયા ખર્ચ્યા હતા.

સુંદરજી પોતાના રસાલા સાથે બદ્રીનારાયણની યાત્રાએ ગયા. એમણે સેંકડો માણસોની સાથે મુસાફરી કરી. આવી યાત્રા એ સમયે ભારે મુશ્કેલીઓ અને હાડમારીઓથી ભરેલી હતી. સુંદરજીને એક વરસ આ યાત્રામાં લાગ્યું હતું. એઓ આ મોટી યાત્રા કરીને પાછા આવ્યા. એમની આ સમયે સંપૂર્ણ ચડતી હતી. કાઠિયાવાડના નાના મોટા ૧૫૦ રાજામહારાજાઓ, જમીનદારો એમને માન આપવા સામે આવ્યા. એમનું સામૈયું મોટી ધામધૂમથી કરવામાં આવ્યું. આવું માન ભૂત, વર્તમાનમાં કોઇ પણ પ્રજાજનને મળેલ નથી. હવે ભવિષ્યમાં પણ એવું મળે તેવી સંભાવના નથી.

સુંદરજી યાત્રામાંથી પાછા ફર્યા પછી ઝાઝું જીવ્યા નહિ. એમને બે પુત્રો–ડુંગરશી અને કેશવજી હતા. પરંતુ સમૃદ્ધિ અને ધન જેટલી ઝડપથી આવ્યાં હતાં તેથી પણ વધારે ઝડપથી પાછી અવેડ થઇ. સુંદરજીની સત્તા, સાહેબી, ધન, ઐશ્વર્ય સૌ જોતજોતામાં અસ્ત થઇ ગયાં. રાજામહારાજાઓએ સુંદરજીને આપેલાં ગામડાંઓ પાછાં લઇ લીધાં. દિવસનો સૂર્ય જેવા પ્રતાપથી ચમકયો હતો, રાત્રિએ તેવો જ ઘોર ભયંકર અંધકાર પ્રસરાવી દીધો. સુંદરજીનું જીવન વિજળીના ચમકારાની પેઠે ચમકી ઉઠયું, તે પછી અંધકારમાં વિલીન થઇ ગયું.

# જગત શેઠ

ગ્રીષ્મ ઋતુનો સખ્ત તાપ પડતો હતો. મારવાડના રણમાંથી એક મુસાફર પ્રવાસ કરતો હતો. રેતી સૂર્યના પ્રચંડ તાપથી ધગધગતી હતી. મુસાફરના મોઢા અને શરીરનો રંગ પ્રચંડ સૂર્યના તાપથી લાલ અને શ્યામ રંગનો બની ગયો હતો. એને ન ખમી શકાય તેવી તરસ લાગી હતી. એની બધી ઊર્મિઓ પાણી પાણી કરતી હતી. ચારે તરફ ગરમ વાયુની લૂ વાતી હતી. મુસાફરનું શરીર બળું બળું થઇ રહ્યું હતું.

હીરાનંદ નાગોરનો વતની હતો. એની નાગોરની બજારમાં દુકાન હતી. પોતાના કુટુંબનો ઉદરનિર્વાહ સારી રીતે કરી શકતો હતો; પરંતુ વેપારનાં બે પાસાંમાંથી એને અવળું પાસું આવ્યું. એ પોતાના લેણદારોનું કરજ ચૂકાવી શકયો નહિ. નાગોરમાં હવે આંટ–આબરૂ ગયાથી રહેવું અનુકૂળ પડયું નહિ. તે પરદેશો ખાતે ચાલ્યો. એક સવારના એ પોતાની વહાલી જન્મભૂમિ મૂકીને આગળ પ્રવાસ કરવા નીકળ્યો. પરદેશોમાં કયાંયે કમાઇ ખાવાના કોડ એને હતા. ધીકતી રેતીના રણમાં એ સવારથી ચાલ્યો આવતો હતો. એ અત્યંત થાકી ગયો હતો. તરસ પણ ખૂબ લાગી હતી. ભૂખ, તરસ, થાકથી એ

બેહાલ થયો હતો. આંખમાં અંધારાં આવતાં હતાં. છતાં એના શરીરમાં રાજપૂતનું લોહી હતું. એ આગળ ચાલ્યો જતો હતો.

દૂર એક ઝુંપડી જોવામાં આવી. હીરાનંદે એ તરફ પોતાનાં પગલાં વાળ્યાં. રણની ખાંધીએ આવેલી આ ઝુંપડીમાં મને આશ્રય મળશે એવી એને આશા બંધાણી. એ ધીમે પગલે આ ઝુંપડી પાસે આવ્યો. ઝુંપડી પાસે પીપળનું એક ઝાડ હતું. તેની છાયામાં એણે થોડો સમય આરામ લીધો. પાસે એક નાની હાથથી ખોદેલી વાવડી હતી. એમાં એક ડોલ અને રસી એના જોવામાં આવ્યાં. એણે વાવડીમાંથી પાણી સિંચીને પીધું. પછી ઝુંપડી તરફ એ ધીમે પગલે ચાલ્યો. ઝુંપડીનું બારણું માત્ર અડકાવેલું હતું. હીરાનંદે તે ખોલી નાંખ્યું. અંદર પાથરેલા મૃગચર્મ ઉપર એક સાધુ સૂતેલો એના જોવામાં આવ્યો. સાધુ ટગર ટગર એની સામે જોઇ રહ્યો. રોગે એના શરીરને મહાત કર્યું હતું. સાધુ ઉઠી શકે તેવી હાલતમાં નહોતો. હીરાનંદ એની પાસે ગયો. એના શરીરમાં તાવ ભરાયો હતો. આંખો બેબાકળી અને રાતી બની ગઇ હતી. એના મોઢા ઉપર મૃત્યુની છાયા છવાઇ રહી હતી. સાધુના પગ પાસે બેસી હીરાનંદ ધીમેથી ચાંપવા મંડી ગયો. સાધુએ થોડીવાર પછી પોતાના ગળા પાસે હાથ અડકાડી ઇશારતથી પાણી લાવવાનો સંકેત કર્યો. હીરાનંદે ગોળામાંથી પાણી ભરી એને ધીમે ધીમે પાયું. સાધુએ ચૂલા તરફ આંગળી બતાવી ત્યાં ખોદવા માટે ઇશારાથી એને સમજાવી દીધો. આ સ્થળે કાંઇક કિંમતી વસ્તુ દાટેલી છે એમ હીરાનંદને સહેજે જણાયું.

રાત્રે સાધુ મરણ પામ્યો. હીરાનંદે એની અંત્યેષ્ટી ક્રિયા કરી. એણે સાધુના ચૂલા પાસે ખોદ્યું. તેમાંથી એક નાનો ત્રાંબાનો લોટો મળ્યો. તેમાં એક કાગળમાં હિંદીમાં લખેલું હતું કે કૂવા અને પીપળી વચ્ચે બન્ને બાજુએથી દસ દસ ડગલાં ભરીને વચ્ચેની જગ્યામાં એક ગુલબાસનો છોડ વાવ્યો હતો. તે સ્થળે એના મૂળમાં ખોદવા એમાં

સૂચવ્યું હતું. હીરાનંદે તે સ્થળે ખોદ્યું. એને ખજાનો મળ્યો. એ લઈને બંગાળના ઢાકા શહેરમાં એ આવ્યો. એણે ત્યાં વેપાર શરૂ કર્યો. હીરાનંદ પાકો અનુભવી વેપારી હતો. એને પોતાની પેઢી જમાવતાં વાર લાગી નહિ. એણે બહોળો વેપાર ખેડવા માંડયો. એને વેપારમાંથી સારો લાભ થયો. એણે પોતાની પેઢીની શાખાઓ દિલ્હી અને બીજાં અગત્યનાં શહેરોમાં ખોલી. એની પાસેના ધનના બળથી હીરાનંદે રાજ્ય-દરબારમાં પગપેસારો કરવા માંડયો. રાજ્યની કૃપા વગર ધનનું રક્ષણ થાય એવો તે જમાનો નહોતો. રાજ્યદ્વારી મામલો અતિશય ગડબડાટથી ભરેલો હતો. લૂંટફાટ, ચોરીઓ વગેરે ઉપદ્રવો ચાલુ હતા.

હીરાનંદને પાંચ પુત્રો અને ધનબાઈ નામે પુત્રી એટલાં સંતાનો હતાં. હીરાનંદ સમયને ઓળખતો હતો. હીરાનંદ આવ્યો તે પહેલાં ઔરંગઝેબના અમલનો અને મોગલ ચડતીના અંતનો સમય હતો. ઔરંગઝેબ દક્ષિણનાં રાજ્યોમાં વિજય કરવા અને શિવાજીનો પરાજય કરવા માટે વીસ વરસો થયાં ત્યાં જ મુકામ કરીને રહ્યો હતો. દિલ્હીના મોગલ રાજ્યને આ નીતિથી એણે અત્યંત નબળું બનાવી દીધું હતું. એના પછી નબળા પાદશાહો આવ્યા. એમણે મોગલ રાજ્યના પાયા અત્યંત નબળા બનાવી દીધા. એ સામ્રાજ્ય હવે પડું-પડું થઈ રહ્યું હતું. બંગાળમાં એ સમયના સુબાઓ વારંવાર નબળા આવતા હતા. એમના સમયમાં કોઈ પણ શહેરીને માટે સલામતી નહોતી. છતાં હીરાનંદે સમય ઓળખીને પોતાનો મોભો અને ઐશ્વર્ય યુક્તિ–પ્રયુક્તિઓથી ટકાવી રાખ્યાં.

હીરાનંદનો મોટો છોકરો માણેકચંદ અતિ બુદ્ધિમાન અને સાહસિક હતો. એણે પિતાના જીવતાં જ દિલ્હીમાં પોતાની રાજદ્વારી લાગવગ ખૂબ વધારી દીધી. બહાદુરશાહ બાદશાહને એણે નાણાં ધીર્યાં. એ બાદશાહનો શરાફ બન્યો. એ અતિશય ધનવાન હતો. એણે દિલ્હીના બાદશાહને લાખો ધીર્યા. ઈરાનનો નાદીરશાહ બાદશાહ હિંદ

ઉપર ચડી આવ્યો. એણે ઘણાઓને લૂંટયા; પરંતુ માણેકચંદ શેઠ સમયસર ચેતી પોતાની સમૃદ્ધિ બચાવી શકયા હતા. આખા હિંદમાં હુંડીઓની શરાફીનું કામ ચલાવી એ પોતાના વિશાળ ધનભંડારને ફેલાવીને બચાવી શકયા હતા.

દિલ્હીમાં ઇ. સ. ૧૭૦૭ થી ૧૭૧૨ સુધી બહાદુરશાહનો અમલ રહ્યો. ઇ. સ. ૧૭૧૨ માં એનો પુત્ર જહાંદારશાહ ગાદી ઉપર આવ્યો. પરંતુ જહાંદારશાહના ભત્રીજા ઉપર ફરૂખસિયરે બંડ કરી સૈયદ ભાઇઓની મદદથી દિલ્હીના સિંહાસને બેઠો. એના સમયમાં નવાબ અજી મુસ્સાન બંગાલ, બિહાર અને ઓરિસ્સાનો નવાબ હતો. પરંતુ ઔરંગઝેબ એક જ સુબાના હાથમાં સર્વે સત્તા સોંપતો નહિ. તેથી સુબા તરીકે એણે મુર્શિદ કુલીખાનની નિમણૂક કરી હતી. નવાબ અને સુબાને બનાવ નહોતો. નવાબ અજી મુસ્સાન ભારે શોખીન, મોજીલો અને જુલમગાર નવાબ હતો. એ ખરાબ ચારિત્ર્યનો પણ હતો. સુબો મુર્શીદ કુલીખાં સમજુ અને અનુભવી અધિકારી હતો. નવાબના હાથમાં પ્રતિષ્ઠા, માન, આદર અને મોભો હતાં. સુબાના હાથમાં સત્તા હતી.

ત્રીજા ખૂબ લાગવગવાળા ગૃહસ્થ માણેકચંદ હતા. એમની ફરૂખસિયરના દરબારમાં ભારે લાગવગ હતી. શાહજાદો હતો ત્યારથી જ ફરૂખસિયર માણેકચંદનો ગુણગ્રાહક હતો. બાદશાહે ગાદી ઉપર આવતાં જ માણેકચંદને આખા હિંદના 'જગત શેઠ'ની ઉપાધિ આપી હતી. વંશપરંપરાનો એ બાદશાહી માન અકરામના ઇલ્કાબનો ખરીતો જગત શેઠને બાદશાહે કરી આપ્યો હતો. જગત શેઠને પાદશાહના શરાફ નીમવામાં આવ્યા હતા. એમને સિક્કા પાડવાનો હક્ક બક્ષવામાં આવ્યો હતો. બાદશાહના સૈન્ય અને મુલ્કી અધિકારીઓના પગાર અને ખર્ચનાં નાણાં જગત શેઠને પૂરાં પાડવાં પડતાં હતાં. બંગાળ, બિહાર અને ઓરિસ્સાની મહેસૂલ એમને ત્યાં ભરાતી હતી. છત્ર,

ચામર, પાલખી, નેકી અને છત્રીનો અધિકાર જગત શેઠને મળ્યો હતો. એઓને પાંચસો માણસોનું સૈન્ય હથિયારબંધ નિભાવવાનો પણ અધિકાર બાદશાહે આપ્યો હતો. દિલ્હી દરબારમાં જગત શેઠનું ભારે વજન પડતું હતું.

નવાબ અને સુબા વચ્ચે બનતું નહિ. જગત શેઠ માણેકચંદ બનતા સુધી કોઇ રાજદ્વારી બાબતમાં તટસ્થ રહેતા. ઢાકામાં બંગાળ, બિહાર અને ઓરિસ્સાની રાજ્યધાની હતી. ઢાકામાં નવાબ અત્યાચાર કરતો. સુબા મુર્શીદ કુલીખાંને ખૂબ રંજાડ કરતો હતો. નવાબની પાપલીલા અટકાવવાની સુબા પાસે સત્તા નહોતી. રંગરાગ, આમોદ, વિલાસ અને ગાનતાનમાં પડેલો નવાબ કોઇની સારી શિખામણ સાંભળે તેમ નહોતો. મુર્શીદ કુલીખાંને નવાબની ગાદી અને સુબાની સત્તા બન્ને જોઇતાં હતાં.

"જુઓ જગત શેઠ, નવાબના અત્યાચારો વધતા જાય છે. મારાથી એ જોઇ શકાતું નથી. એનો અધિકાર મોટો છે, એટલે દિલ્હીની આજ્ઞા વગર મારાથી એના અત્યાચારોનો કાંઇ પ્રતિકાર થઇ શકતો નથી. બાદશાહના સલાહકારો મારી વાત ઇર્ષાળુ તરીકે ગણી કાઢે છે. ઢાકામાં મારાથી આ નરરાક્ષસનાં ભયંકર કૃત્યો જોઇ શકાતાં નથી. તમે આ બાબતમાં કાંઇ ઉપાય કરો એવી મારી ઇચ્છા છે. દિલ્હીમાં તમારો અવાજ મોટો છે. ત્યાં તમે એ અવાજ પહોંચાડો."

"સુબા સાહેબ, તમે સલાહ આપો છો તેવી સલાહનો અમલ કરવાનો સમય હમણાં આવ્યો નથી. દિલ્હીમાં બંગાળની રાજકિય સ્થિતિ ઉપર ધ્યાન આપવા જેટલો સમય નથી. દિલ્હીમાં ખૂબ ખેંચતાણો ચાલે છે. નવાબ બહુ લાગવગવાળો માણસ છે. હજી એના પાપનો ઘડો પૂરો ભરાયો નથી."

"પરંતુ જગત શેઠ, ત્યારે મારે શું કરવું? મારાથી આ નવાબની પીશાચ લીલા જોવાતી નથી. વસ્તીના ઉપર ત્રાસ ગુજરે છે. અત્યાચારો થાય છે. પાશવી કૃત્યો થાય છે. શું આ મારે સહન કરવાં!"

"તમે ધીરજ રાખો સુબા સાહેબ, હું તમને સહેલો માર્ગ સૂચવું : આપણે ઢાકાની અગત્યતા ઘટાડી નાંખવી જોઇએ. એટલે નવાબની અગત્યતા પણ પોતાની મેળે ઘટી જશે. હું બંગાળ, બિહાર અને ઓરિસ્સાનું મહેસૂલ ઉઘરાવું છું, તે મારૂં પણ સ્થાન તમારી સાથે બદલાવીશ. તમે તમારા નામથી મુર્શિદાબાદ નામે નવું નગર ગંગાને કાંઠે બંધાવો. સૈન્યની કુલ સત્તા તમારા હાથમાં છે. મહેસુલની સત્તા મારા હાથમાં છે. દિલ્હીની પરવાનગી પણ હું મેળવી લઇશ. ટંકશાળ પણ ત્યાં ફેરવાશે. મારો મોટો વેપાર પણ ત્યાં જશે. રાજ્યધાની ફેરવી નાખતાં નવાબ પીછાં વગરનો મોરલો થશે."

સુબાને આ યોજના ગમી. રાજ્ય ખટપટનાં સૂત્રો ચાલુ થયાં. મુર્શિદાબાદ નવું વસ્યું. બાદશાહી પરવાનો પણ મળી ગયો. સૈન્ય, મહેસૂલી અને નાણાંખાતું ત્રણેય મુર્શિદાબાદમાં ચાલ્યાં ગયાં. જગત શેઠે વાર્ષિક મહેસૂલ દોઢ કરોડ રૂપિયાને બદલે બે કરોડ રૂપિયા ઉઘરાવવાથી દિલ્હીને આ રાજધાની ફેરવવા માટે મંજુરી આપવી પડી. નવાબની પ્રતિષ્ઠા અને માન આબરૂ ઘટી ગયાં. નવાબ માત્ર નામનો રહ્યો.

બંગાળમાં વેપારને માટે યુરોપિયનોનું આગમન થયું. ડચ, પોર્ટુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજ વેપારીઓ પરસ્પર હરિફાઇમાં ઉતરીને કલકત્તા, ઢાકા અને મુર્શિદાબાદમાં કોઠીઓ સ્થાપવા માંડયા. એઓ સર્વે બંગાળમાં કાપડનાં કારખાનાં ખોલી ઉંચી જાતનું કાપડ વણાવીને વિલાયત ખાતે લઇ જતા હતા. કરોડો રૂપિયાનું કાપડ યુરોપ ખાતે ચડતું હતું. યુરોપિયનોમાં પરસ્પર સખ્ત હરિફાઇ અને દ્વેષ હતાં. ઔરંગઝેબના સમય સુધી આ પરદેશી ગીધોને વિશેષ ફાવવા જેવો મોકો મળ્યો નહિ; પરંતુ પાછળથી નબળા મોગલો આવવાથી તેઓ પોતાનાં કારખાનાંના કારીગરો ઉપર મરજી પ્રમાણે જુલમ કરતા હતા. એમના અત્યાચારો સામે નબળા સુબાઓ આંખમીંચ કરતા

હતા. પરદેશીઓનાં બધાં કારખાનાંમાં રક્ષણ માટે કિલ્લેબંધીઓ કરવામાં આવી હતી. હથિયારો રાખવામાં આવતાં હતાં.

અંગ્રેજો સૌથી પાછળ આવ્યા હતા; પરંતુ એઓ નસીબવાન હતા. એમને ઓચિંતા દૈવયોગે સરસ મોકો મળી ગયો. બાદશાહ ફરૂખસીયર યુવાન હતો એ એક રાજપૂત કન્યાની સાથે બીજે દિવસે લગ્ન કરવાવાળો હતો; પરંતુ આગલે દિવસે જ એનું સ્વાસ્થ્ય બગડયું. હકીમોની ચિકિત્સાથી બાદશાહને ફાયદો થયો નહિ. પીડા, દુઃખ અને અશક્તિમાં બાદશાહનું શરીર અત્યંત અશાંતતા ભોગવવા લાગ્યું. એ સમયે અંગ્રેજ કોઠીમાં હેમીલ્ટન નામે હોંશિયાર ડૉક્ટર હતા. હકીમોથી બાદશાહનો રોગ મટયો નહિ. હેમીલ્ટનના વૈદકશાસ્ત્રમાં ઊંચા જ્ઞાન વિષે બાદશાહને એક અમીરે ભલામણ કરી. ડૂબતો માણસ તણખલું પકડે તેમ બાદશાહે પીડા અને દુઃખમાંથી છૂટવા હેમિલ્ટનને તેડું મોકલ્યું. એણે બાદશાહના રોગનું યોગ્ય નિદાન કરી અનુકૂળ દવા આપી. બાદશાહની પીડા ગઇ. એનું સ્વાસ્થ્ય ડૉ. હેમીલ્ટનની દવાથી સુધરી ગયું. બાદશાહને જીવતદાન મળ્યું. ફરૂખસીઅર બાદશાહ ડૉ. હેમીલ્ટન ઉપર ભારે ખુશી થયો. આ ડૉક્ટર મહાન બુદ્ધિમાન અને દીર્ઘદર્શી હતો. એણે પાદશાહ પાસેથી પોતાના જાત કે કુટુંબ માટે કાંઇ ઇનામ, ધન, દોલત કે જાગીર માંગ્યાં નહિ. એણે પોતાના જાતભાઇઓના ઉપકારનો માર્ગ પકડયો. એણે બંગાળમાં અંગ્રેજની કોઠી માટે કલકત્તા અને કોઇ પણ જગાત વગરના વેપાર માટે બંગાળમાં હક્ક મેળવવાની માંગણી કરી. બાદશાહે એ માંગણી સહેજ ભાવે આવકારી. એના ભવિષ્યમાં થનારા ભયંકર પરિણામો ઉપર વિચાર કર્યો નહિ. બંગાળમાં અબાધિત જગાત વગરનો વેપાર કરવાની પરવાનગી અંગ્રેજો માટે ડૉ. હેમીલ્ટનને બાદશાહી પરવાના રૂપે પ્રાપ્ત થઇ.

સુબો મુર્શીદકુલીખાં બહુ કુશળ પુરૂષ હતો. એ આ પરવાનાના અનર્થને વિચારી શક્યો. એણે પાદશાહની હજુરમાં એમાંથી થવાના ગેરફાયદાનો ખરીતો મૂકી એવા હક્કો નહિ આપવા સૂચવ્યું. પરંતુ બાદશાહ ઉપકાર નીચે દબાયલો હતો. એણે સુબાના લખાણ ઉપર ધ્યાન આપ્યું નહિ. બાદશાહે સુબા ઉપર ગુસ્સે થઈ, એને પદભ્રષ્ટ કરી, એ અધિકાર માણેકચંદ શેઠને સોંપવાનું ફરમાન કાઢયું. જગત શેઠ મુંઝવણમાં પડયા. મુર્શીદકુલીખાં એનો મિત્ર થતો હતો. એને શત્રુ બનાવવાની જગત શેઠની ઇચ્છા નહોતી. તેમ પોતાને આ બાદશાહી તંત્રમાં સુબા તરીકે ટકવાના સંયોગો પણ અનુકૂળ લાગ્યા નહિ. બાદશાહને કચવાવાય પણ નહિ. આથી માણેકચંદ જગત શેઠે એક યુક્તિ કરી. પોતાની વતી મુર્શીદકુલીખાંને શાસનનો અધિકાર આપ્યો. દિલ્હી જઈ, બાદશાહને સમજાવી, એ યોજના અમલમાં મૂકી. પોતે માત્ર બંગાળ, બિહાર અને ઓરિસ્સાના શાસનમાં સલાહકાર રહ્યા. અંગ્રેજ વેપારીઓને અબાધિત વેપારનો મહાન હક્ક બાદશાહી પરવાનાથી મળી ગયો.

જગત શેઠ આ સમયે હિંદમાં સૌથી ધનવાન પુરૂષ હતા. સોના–રૂપાની નદીઓ એમને ત્યાં વહેતી હતી. બાદશાહને જ્યારે જોઈએ ત્યારે કરોડો રૂપિયા આપી શકતા હતા. મુતખ્ખરીનનો લેખક બાદશાહના દરબારમાં બહુ વગવાળો પુરૂષ હતો. એણે લખ્યું છે કે "હિંદુસ્થાનભરમાં જગત શેઠની સાથે સરખામણી થઇ શકે, તેવો હવે બીજો ધનવાન વેપારી નથી." જગત શેઠ ઉપર દિલ્હીના બાદશાહની સંપૂર્ણ કૃપા હતી.

દિલ્હીની ગાદી ઉપર નબળા પાદશાહો આવતા હતા. ઔરંગઝેબે પોતાના ભાઇઓ–ભત્રીજાઓનાં લોહી છાંટી દિલ્હીનું તખ્ત મેળવ્યું. બહાદૂરશાહે પણ પોતાના ત્રણ ભાઇઓને મારીને પાંચ વરસ રાજ્ય

કર્યું. જહાંદારશાહે પણ દિલ્હીના તખ્ત ઉપર ત્રણ ભાઈઓનાં ખૂન રેડયાં. ફરૂખસીઅરે પણ કાકા અને ભાઇઓનાં મુડદાં ઉપર રાજ્ય ચલાવ્યાં. બે સૈયદ ભાઇઓએ ફરૂખસીઅરને સ્વધામ મોકલી મોટા સરદારોનાં પુતળાં જેવા મહમદશાહ બાદશાહને સત્તર વરસની ઉમરે ગાદીએ બેસાડયા. ઓગણીસ વરસોના લાંબા સમય સુધી એણે દિલ્હીનું સમ્રાટ્ પદ ભોગવ્યું. પરંતુ એ સમય મોટો ઉત્પાતનો હતો. દિલ્હીની લગામ દોરીઓ શિથિલ થતી હતી. નાદીરશાહે પણ આ જ આરસામાં દિલ્હી લૂંટયું હતું.

મુર્શીદકુલીખાં બંગાળનો સુબો રહ્યો. એને જગત શેઠે સાચી દોરવણી આપી. અંગ્રેજોની સત્તા ઉગવાની તૈયારીઓ થતી હતી. મહમદશાહ બાદશાહે પણ જગતને બીજો પરવાનો શેઠાઇનો કરી આપ્યો. એમને બંગાળના સુબાની ડાબી બાજુએ બેસવાની પહેલી ખુરશી મળી. મોતીનાં કુંડળ, હાથીની સ્વારી, પાલખી, છત્ર, ચામર અને મસાલનું માન પણ પાદશાહે આપ્યું. સુબાને નવાબની પદવી મળી. પરંતુ જગત શેઠની સલાહ વગર કોઈ પણ અગત્યનું કામ ન કરવાની એને તાકીદ અપાઇ.

પંદર વરસોના સમય સુધી મુર્શીદકુલીખાં અને માણેકચંદનો પરસ્પર મેળ ચાલુ રહ્યો. બંને વૃદ્ધ થયા. આખા હિંદમાં અંધાધુંધી ચાલતી હતી. ત્યારે આ બંને દુરઅંદેશી અને શાણા પુરૂષોએ બંગાળ, બિહાર અને ઓરિસ્સામાં અરાજકતા ફેલાવવા દીધી નહોતી પરંતુ અંગ્રેજોનું બળ વિશેષ વધતું હતું. હુગળી નદીના કિનારે કસાકસીમાં એમણે મજબુત કિલ્લો બાંધ્યો હતો. સૈન્ય પણ એઓ રાખતા હતા. મુર્શીદકુલીખાં અને જગત શેઠ માણેકચંદ થોડા વરસોના ગાળામાં બંને આલોક મુકી ગયા. મુર્શીદકુલીખાંના જમાઇ શુજાઉદ્દીન બંગાળના નવાબની ગાદીએ આવ્યો. માણેકચંદને સંતાન નહોતું.

એમની બ્હેન ધનબાઇનો પુત્ર ફત્તેહચંદ જગત શેઠની ગાદીએ આવ્યો. શુજાઉદ્દીન ઝાઝો વખત જીવ્યો નહિ. એ પણ પોતાના સસરાની પદ્ધતિ પ્રમાણે ડહાપણ ભરેલી રીતે રાજ્યકારભાર કરી ગયો હતો. એના ટુંકા શાસન પછી એનો પુત્ર સરફ્ખાં બંગાળનો નવાબ થયો. એનામાં પિતાના અને નાનાના ઉચ્ચ ગુણો નહોતા. સરફ્ખાં મીજાજી, તુમાખી, વિષયી, શોખીન, વિલાસી અને વ્યસની નવાબ તરીકે ઇતિહાસપ્રસિદ્ધ થયો છે.

# ૨ ફત્તેહચંદ જગત શેઠ

ફત્તેહચંદ જગત શેઠનો ભાણેજ હતો. એને માણેકચંદે દત્તક લીધો હતો. એ પણ કાર્યસાધક, બુદ્ધિવાન, ધનવાન અને સરસ રાજનૈતિક પુરૂષ હતો. બંગાળના સર્વે અધિકારીઓ અને જમીનદારો એની દોરવણી લેતા હતા. સમય અત્યંત બારીક હતો. નવાબ વિષયી અને ક્રૂર હતો. અંગ્રેજો પોતાની સત્તા જમાવતા હતા. બાજીરાવ પેશ્વાના મરાઠા સ્વારો બંગાળમાં છૂટથી લુંટ કરતા હતા. દિલ્હીની સત્તા નાદીરશાહની સ્વારીથી તદ્દન ભાંગી પડી હતી. બંગાળમાં મોટા જમીનદારો હતા. ઢાકાનો રાજવલ્લભ, બર્દવાનના મહારાજા તિલોકચંદ, ખજાનચી રાય આલમચંદ અને નવાબનો કાકો હાજીઅહમદ એ મોટા જમીનદારો સ્વાર્થકુશળ હતા. એમને પ્રજાના ભોગે સત્તા અને સામર્થ્ય જોઇતાં હતાં. નાદીરશાહ બંગાળ ઉપર ચઢી આવવાના ખબર દિલ્હીથી આવ્યા હતા. બંગાળ પાસે એને ખાળવાની સત્તા અને સૈન્ય નહોતાં. સૌને ચિંતા થઇ. જગત શેઠના મોટા મહેલમાં સૌ જમીનદારો અને મોટા અધિકારીઓ ભેગા મળ્યા.

"આપણા ઉપર મોટી આફત આવે છે. દિલ્હીથી સમાચાર આવ્યા છે કે નાદીરશાહ બંગાળ ઉપર ચડીને લુંટવા માંગે છે." જગત શેઠે ખબર આપ્યા.

"આ તો ભયંકર આફત છે. બંગાળ લુંટાશે તો આપણું સર્વસ્વ જશે." રાજા તિલોકચંદે કહ્યું, "તમે શું ઉપાય સૂચવો છો જગત શેઠ?"

"કાં તો સૈન્યો ઉભાં કરીને લડવું અથવા રાજીખુશીથી પ્રજા અને આપણે લુંટાવું. આપણા માટે આ બે માર્ગો છે."

"બંગાળની ભૂમિ ઉપર નાદીરશાહ આવે તો એનો સામનો કરવો. મારા બે હજાર સિપાઇઓ ઝંડો આગળ ઉપાડીને ચાલશે. બીજા જમીનદાર બંધુઓ સહકાર આપશે? હું તૈયાર છું." પરંતુ રાજા રાજવલ્લભનાં વચનો ઉપર વિશ્વાસ કોઇને નહોતો. એ મુત્સદ્દી અને સ્વાર્થપરાયણ તરીકે પંકાયલો હતો. એની રમતના પ્યારા થવા કોઇને ગમતું નહોતું. સૌએ મૌન સેવ્યું.

"આપણે લડવામાં ફાવશું નહિ. આપણી પાસે સૈન્યો કે શસ્ત્રો નથી. દિલ્હી કાંઇ મદદ કરી શકે તેમ નથી." હાજી આહમદ બોલ્યો. એ નવાબનો કાકો અને રાજગાદીનો લોભી હતો.

આ સર્વેનો ઉપસંહાર કરતા જગત શેઠ બોલ્યાઃ—

"આપણે નાદીરશાહનો સામનો કરી શકીએ ખરા; પરંતુ તેવું ઐક્ય નથી દેખાતું, તેમ આપણી પાસે તૈયારીઓ નથી. નાદીરને દેશની ભૂખ નથી, ધનની ભૂખ છે. તમારી સલાહ થતી હોય તો હું દિલ્હી જાઉં. નાદીરને આપણે એક લાખ સોના મહોરો ભેટ ધરીશું. બંગાળમાં ભયંકર દુકાળ છે એવી એને કાને વાત નાખીશું. એના સલાહકારોમાં સોનાના ઢગલા ફેલાવીશું. એને બંગાળમાં આવવા દેવો નથી એ ચોક્કસ વાત છે. જીતાય તેવી સગવડ ન હોય તો એને સમજાવી ખરીદી લેવો જોઇએ. તમારી સૌની સંમતિથી આ કામ હું ઉપાડીશ. અત્યંત મુશ્કેલ છે પણ મને મારા સાધનોમાં વિશ્વાસ છે."

સૌની સંમતિ મેળવીને જગત શેઠ દિલ્હી ગયા. નાદીરના સલાહકારોની વચ્ચે એમણે સોનું વહેંચ્યું. બંગાળમાં ભયંકર

દુકાળની આફત હોવાની અફવાઓને લાગવગવાળાં સ્થળેથી ટેકો મળી નાદીરના કાને અથડાય એવી વ્યવસ્થા કરી. નાદીરશાહના દરબારમાં પોતાને આમંત્રણ મળે તેની સગવડ કરી. એમણે ઇરાનીઓની વચ્ચે દોરી સંચાર કરાવ્યો. એને આમંત્રણ મળ્યું. લાખ સોના મહોરો નાદીરશાહના નામની એણે પોતાની ટંકશાળમાં તૈયાર કરાવી હતી તે શાહને ભેટ ધરી. શાહે ફત્તેહચંદનું અભિવાદન કર્યું. એને બંગાળ તરફ પોતાને આવવું નથી એવી ખાત્રી આપી. શાહ ઇરાન તરફ રવાને થયો એટલે જગત શેઠ બંગાળ તરફ આવ્યા. મોટો ભય નિર્વિઘ્ને પસાર થયો. સૌએ શાંતિથી શ્વાસ લીધો. લુંટ, ગુલામી અને ભયમાંથી બંગાળ બચ્યું.

ફત્તેહચંદ નગરશેઠથી એક પાળક કન્યા નિરૂપમા હતી. એ અતિ સૌંદર્યવાન હતી. કોઇ ખરાબ ઘડીએ નવાબ સરફરાજની દૃષ્ટિ એના સૌંદર્ય ઉપર પડી. જગત શેઠની એ કન્યા ઉપર વાત્સલ્ય ભરી દૃષ્ટિ હતી. એ કન્યા સાથે એમણે પોતાના પુત્રનો વાગ્દાન સંબંધ બાંધ્યો હતો. આવતે વરસે વિવાહ કરવાના હતા. નવાબે સૈનિકોને મોકલી એના ઘરમાંથી કન્યાનું હરણ કર્યું. જગત શેઠ પોતાની પેઢી ઉપર હતા, ત્યાં એમને નિરૂના હરણના સમાચાર મળ્યા. એઓ તરત ઉઠયા. ઘેર આવ્યા. ઘોડેસ્વાર સૈનિકોના ઉપરી લતીફખાંને એમણે બોલાવી મંગાવ્યો. સૈન્યનો પગાર પણ જગત શેઠને ત્યાં ચૂકવાતો હતો. લતીફખાં અને જગત શેઠની વચ્ચે ઘરોબા જેવો સંબંધ હતો. લતીફખાં બહુ નેક વસલતનો માણસ હતો. એ જગત શેઠની ખૂબ આમન્યા રાખતો હતો.

"અમારી જ્ઞાતિની કન્યા નિરૂપમાને નવાબના માણસો પકડી ગયા છે. એને છોડાવવાની છે. તમે મારી સાથે સહકાર આપો." જગત શેઠે કહ્યું.

"નવાબની આવી પીશાચ લીલાઓ સાંભળીને હું તો થાકી ગયો છું. એવા માણસને જીવવા દેવો જોઇએ નહિ, હું તૈયાર છું."

બન્નો ઘોડેસ્વારોને લઇને બંને નવાબી મહેલમાં પહોંચ્યા. ઘોડેસ્વારો નીચે ઉભા રાખ્યા. બંને જણા દશ અમલદારો સાથે મહેલની અંદર ઘુસ્યા. એમને કોઇ અટકાવવાની હિંમત કરી શક્યું નહિ. જગત શેઠનો મોભો અતિશય મોટો હતો. નવાબની સત્તા નબળી પડી ગઇ હતી. આ બન્ને જણા નવાબના અંતઃપુરમાં પ્રવેશ્યા. એમની દૃષ્ટિમાં વિલક્ષણ દૃશ્ય જોવામાં આવ્યું. નાની છુરી હાથમાં લઇ નિરૂ પોતાના શિયળની રક્ષા માટે નવાબની સામે ઝુઝી રહી હતી. પણ નવાબે ચાલાકીથી છૂરી ઝુંટાવી લીધી હતી. નિરૂ લાચાર બની હતી. દુષ્ટ બળાત્કાર કરવા તૈયાર થયો હતો. કન્યા આજીજી કરતી હતી; પરંતુ મદમસ્ત કામી ઉપર તેની અસર નહોતી.

સરફરાજની નજર જગત શેઠ ઉપર પડી. એને આંખની શરમ ચાલી ગઇ. "શા માટે અને કોના હુકમથી મારા અંતઃપુરમાં આવ્યા છો ?"

જગત શેઠે લતીફખાંની તરફ જોઇ કહ્યું, "નિરૂને લઈ પાલખીમાં બેસાડી મારે ઘેર પહોંચતી કરો. જે કોઇ સામે થાય તેને યોગ્ય નસીહત આપજો."

નવાબ ક્રોધે ભરાયો. એણે તાલી પાડી; પરંતુ કોઇ આવ્યું નહિ. એણે જગત શેઠની નજદીક જઇ એક તમાચો ચોઢી કાઢયો. જગત શેઠે શાંતિથી કહ્યું, "તમને બહુ બુરા ધંધા સૂઝયા છે. તમારો ઘડો પાપોથી છલોછલ ભરાઇ ગયો છે." નવાબની દરકાર કર્યા વગર જગત શેઠ મહેલની બહાર નીકળી પોતાના આવાસમાં આવી ગયા.

નવાબના અત્યાચારો સામે કોઈ ઉપાયો લેવાની આવશ્યકતા હવે ઉભી થઇ હતી. સરફ સાથે સર્વેને રોષ હતો. એના અત્યાચારો, જુલમો, નાણાં કઢાવવાની ક્રૂર રીતો સામે પ્રગટ અસંતોષ ફાટી નીકળે તેમ હતું. એના જુલમથી સૌ કંટાળ્યા હતા. જગત શેઠે જમીનદારોની ખાનગી સભા પોતાને ત્યાં ભેગી કરી.

" નવાબ સામે લોકલાગણી અત્યંત રૂઠી છે. એના અત્યાચારો અમાનુષી છે. આપણે સૌ મળી એ વિષય ઉપર વિચાર કરીએ તે માટે મેં તમને તસ્દી આપી છે." જગત શેઠે કહ્યું.

" અમારી સ્થિતિ તો અતિ મુંઝવણ ભરી છે. નવાબના કરોનો પાર નથી. રૈયતનો પણ ભારે મરો છે." ઢાકાના જમીનદારે કહ્યું.

" આવા નબળા નવાબથી બંગાળનું રક્ષણ કેમ થઇ શકશે ? મરાઠાઓ પ્રજાને ગમે તેમ લુંટે છે. કોઇ મજબુત નવાબની બંગાળને જરૂર છે. દિલ્હીમાં તો અંધેર ચાલે છે." બર્દવાનના મહારાજ ત્રિલોકચંદે કહ્યું.

સૌ જમીનદારોએ એમાં સૂર પૂરાવ્યો. નવાબ બદલવાની જરૂર હતી. તે માટે દિલ્હીની મંજુરીની પણ આવશ્યકતા હતી. સૌ પોત-પોતાના હક્કો આડકતરી રીતે રજુ કરતું હતું. રાજવલ્લભને નવાબ થવું હતું; પરંતુ એને આ સમય પોતાનો દાવો કરવા અનુકૂળ લાગ્યો નહિ. હાજી આહમદને પણ આ પદ માટે તૃષ્ણા હતી. પરંતુ એના કેટલાક સ્વાર્થી દોષો એને આગળ વધવા દે તેમ નહોતું.

જગત શેઠે આ સમયે આગેવાની લીધી. એમને પોતાને એ પદ માટે મોહ નહોતો. આવા કપરા સમયમાં મજબુત સૈનિક વાતાવરણમાં ઉછરેલો અને દઢ નિશ્ચયવાળો માણસ જોઇએ. એમણે સભા સમક્ષ હાજી આહમદના ભાઇ અલીવર્દીખાંનું નામ સૂચવ્યું. સૌને એ પસંદગી ગમી ગઈ. જગત શેઠે અલીવર્દીખાંના નામની સનંદ દિલ્હીથી મંગાવી આપવાનું કામ માથે લીધું. બંગાળનું રક્ષણ મરાઠા-ઓથી આ નવાબ કરી શકશે એવી જગત શેઠને ખાત્રી હતી.

જગત શેઠે અલીવર્દીખાંને તેડાવી એને નવાબ પદ લેવા માટે સમજાવ્યો. આવતી લક્ષ્મીને કોણ ના પાડે ? અલીવર્દીખાંએ આ પદનો સ્વીકાર કર્યો. જગત શેઠે દિલ્હી સનંદ માટે મહમદશાહ બાદશાહને અરજ મોકલાવી. દિલ્હીમાં તો એમની મહાન લાગવગ હતી. સનંદ ત્યાંથી મળી ગઈ.

સરફરાજને કોઇ પણ સ્થળેથી આ ખબર મળી ગયા. એણે પોતાનું સૈન્ય તૈયાર કર્યું. એની સામે જગત શેઠ અને જમીનદારોના ટેકાથી સૈન્ય ઉભું કરી અલીવર્દીખાં લડવા ગયો. યુદ્ધમાં સરફ હાર્યો અને ઘેરીઆના મેદાનમાં તે માર્યો ગયો.

જગત શેઠ અને જમીનદારોએ અલીવર્દીખાંનો રાજ્યાભિષેક કર્યો. અલીવર્દીખાં બાપુદેવ શાસ્ત્રીના સહવાસમાં આવ્યો હતો એટલે એનામાં ધર્મઝનુનીપણું બીલકુલ નહોતું. એણે બંગાળનું શાસન સમદષ્ટિથી કરવા માંડયું. જગત શેઠ એને સારી સલાહ અને આર્થિક ટેકો આપતા હતા.

અલીવર્દીખાંને સમય જંપવા દે તેમ નહોતો. એ સમયે અલીવર્દીખાં આધેડ ઉમરનો હતો. પંચાવન વરસની ઉમરે એ પહોંચ્યો હતો. છતાં એક યુવાનના જેટલી સ્ફુર્તિ અને કાર્યશક્તિ એનામાં હતાં. એણે અતિપ્રયાસ કરી પોતાનું સૈન્ય તૈયાર કર્યું. તેના માટે શસ્ત્રાસ્ત્રો પણ તૈયાર કરાવ્યાં. મરાઠાઓ મોગલ શહેનશાહતની નબળાઇનો બરાબર લાભ લેતા હતા. બાળાજી પેશ્વા અને રાઘોબાનાં ધાડાં બંગાળ, બિહાર અને ઓરિસ્સાની ભૂમિમાં પ્રસરી ગયાં. દિલ્હીનો પાદશાહ હવે નામ માત્ર હતો. એ નિઝામ ઉલ મુલ્ક અને મરાઠાઓનો પુતળો બન્યો હતો. મરાઠાઓએ બાદશાહ પાસેથી આખા હિંદના સામ્રાજ્યમાં ‘ ચોથ ’ ઉઘરાવવાનો હક્ક મેળવી લીધો. હોલ્કર અને સીંધીઆનાં સૈન્યો આ ‘ ચોથ ’ ઉઘરાવવા આખા હિંદમાં યુદ્ધો કરવા માંડયા.

મરાઠાઓનો ત્રાસ દિનપ્રતિદિન વધવા માંડયો હતો. ભાગીરથીના પશ્ચિમ કિનારે એઓ કયારે પણ આવ્યા નહોતા. હવે તેઓ વધારે હિંમતવાન બન્યા. મુર્શિદાબાદના આંગણા સુધી એમના હલ્લા પહોંચ્યા. ‘ હરે બોલ ’ ‘ હરે બોલ ’ એમ પુકારતા મરાઠા ઘોડેસ્વારોએ વાંસના હળવા ભાલા હાથમાં ફેરવતાં ચારે તરફ લુંટ, આગ,

અત્યાચાર અને હિંસાથી ગામો, કસબાઓ, નાનાં શહેરો ઉજ્જડ કરવા માંડયાં. મુર્શિદાબાદ ભયમાં આવી પડયું. જગત શેઠ નવાબના પરિવારને લઇ 'ગોદાગાડી' નામના સંરક્ષિત સ્થળે ચાલ્યા ગયા. મીર હબીબને મુર્શિદાબાદનું રક્ષણ કરવાનું કામ સોંપી અલીવર્દીખાં મરાઠાઓ સામે લડવા ગયો. મરાઠાઓએ પોતાના અર્ધા સૈન્યને અલીવર્દીની સામે ઝુઝવા મુકયું. બાકીનું અર્ધું સૈન્ય ચક્કર ખાઇને મુર્શિદાબાદ ઉપર ધસ્યું. હાજી અબીબે દગો કર્યો. એણે મુર્શિદાબાદનો બચાવ કર્યો નહિ. મીર હબીબ મરાઠાઓ સાથે મળી ગયો. મુર્શિદાબાદ મરાઠાઓએ લુંટયું. મીરની સૂચનાથી મરાઠાઓએ જગત શેઠની પેઢી પહેલાં લુંટી.

મરાઠાઓને જગત શેઠની પેઢીમાંથી સોનું, ચાંદી, ઝવાહીર અને બીજી અઢળક સંપત્તિ પ્રાપ્ત થઈ. જગત શેઠ પાસે હિંદમાં કોઈ પણ વેપારી કે રાજા કરતાં વધારે દ્રવ્ય હતું. આ સર્વ મરાઠાઓએ લુંટયું. અલીવર્દીખાં મુર્શિદાબાદનો બચાવ કરવા આવ્યો પણ કાળા કાગડા ઉડતા હતા. અલીવર્દીખાં મરાઠાઓની પાછળ ગયો, પણ એઓ તો મોટી લુંટ મેળવીને અદશ્ય થઇ ગયા હતા. ફરી બંગાળમાં શાંતિ સ્થપાઇ. જગત શેઠ પણ પાછા આવ્યા. અલીવર્દીખાં એમની સામે ગયો. પેઢી લુંટાવાની વાત કરી. પણ જગત શેઠના મોંઢા ઉપર જરા પણ દિલગીરીનો ભાવ આવ્યો નહિ. આવડી મોટી નુકશાની એમણે સહજ ભાવે ખમી લીધી. એમની પાસે અઢળક ધન હતું. હિંદભરનો વ્યાપાર હતો. કરોડોની નુકશાની સહન કરવા એની લાયકાત હતી. એના વેપારમાં જરા પણ ઉણપ આવી નહિ.

મરાઠાઓને બંગાળમાં ભારે લાભ થયો હતો. એટલે બીજે વરસે પણ સૈન્યો મુકીને ધાડ પાડવાની એમને લાલચ થઈ. બંગાળ ઉપર એક બાજુ બાળાજી પેશ્વાના સૈન્યે ધસારો કર્યો. બીજી તરફ ભાંસલેનો સરદાર ભાસ્કર પંડિત સૈન્ય લઇ આક્રમણ કરવા

આવ્યો. બંને તરફના શત્રુઓનો સામનો કરી શકે એવી તૈયારીઓ અલીવર્દીખાં પાસે નહોતી. એણે બાળાજીની સાથે સુલેહના સન્દેશા ચલાવવા માંડ્યા. 'ચોથ' પેટે જો દસ લાખ રૂપીઆ બંગાળ આપે તો બાળાજી પાછો જવા તૈયાર હતો. અલીવર્દીખાંએ જમીનદારો પાસેથી નાણું મેળવીને બાળાજીને સંતોષ્યો. બાળાજી સાથેની વાટાઘાટ જગત શેઠ મારફતે ચાલી હતી.

જગત શેઠ અને અલીવર્દીખાં ભાસ્કર પંડિત સાથે વાટાઘાટ કરવા માટે એના તંબુમાં ગયા. ખાનગી વાતચીત હતી. એટલે આ ત્રણેય જણા ત્યાં બેસી મસલત ચલાવતા હતા. ભાસ્કર પંડિત પણ દસ લાખ રૂપિયા માંગતો હતો. જગત શેઠ એને બંગાળની પરિસ્થિતિ સમજાવતા હતા. ઓચિંતા તંબુમાં કોઇ ન જોઇને અલીવર્દીખાંએ તલવાર કાઢી પાછળથી ઘા કરી ભાસ્કર પંડિતના માથાને ધડથી છુટું કરી દીધું. એઓ બંને ત્યાંથી નાશી પોતાના સૈન્યમાં ગયા. સરદાર વગરનું સૈન્ય પાછું ગયું; પરંતુ જગત શેઠને આ દગાથી હૃદયમાં કારી ઘા લાગ્યો. એઓ તે દિવસથી શુન્ય મનસ્ક થઇ ગયા અને થોડા દિવસોમાં મરણ પામ્યા.

# રામજી પ્રેમજી

પંદર વરસનો રામ ભારે તોફાની હતો. નિશાળે જાય નહિ. કૂતરાઓ ભેગા કરીને લડાવે. છોકરાઓનો એ નાયક હતો. એ હોળીના દિવસોમાં ગામના બધા ઘેરૈયાઓનો મુખી હતો. એના ઉપદ્રવો હોળી સમયે વધી જતા. ગામની દુકાનોનાં પાટીઆં, ખોખાં અને લાકડાની જે કાંઇ જણસો બહાર હાથમાં આવી તે ઉપાડી હોળી માતામાં સળગાવી દે. કોઈ ખેડૂતનાં ગાડાં પડયાં હોય તો તેનાં ચક્કર કાઢી બોળી નાંખે. સાધારણ વખતમાં પણ એનાં તોફાનો આકરાં પડતાં. કોઇ પણ ખેડૂતની ઓરડી અને જમરૂખી એના ઉપદ્રવો વગરની નહોતી. એ દરરોજ એકાદ મારામારી ગામના છોકરાઓ સાથે કરી આવે. એના પિતા પમા કાકા પાસે દરરોજ એકને એક ફરીઆદ ચાલુ આવ્યા જ કરે. રામના તોફાનનો પાર નહોતો. એ શરીરે ઠીંગણો પણ ભારે બળવાન હતો. કુંભારનાં ગધેડાં રાત્રે ઉકરડાં ઉપર ચરતાં હોય તેમને પકડીને રામ અને એના સાથીઓ રેસો દોડાવે. પમો કાકો રામથી કાયર થઈ ગયો હતો. રામ તરવામાં, દોડવામાં અને હુતુતુની રમતમાં એક્કો હતો. શરીરે

ઠુંકો છતાં એની પહોળી છાતી, ગઠેલ હાથો અને મજબૂત ખભા, એ સૌથી બીજા છોકરાઓ કરતાં શારીરિક શકિતમાં આગળ પડતો દેખાતો હતો. રામ કચ્છ મુંદરાનો રહેવાસી હતો.

રામથી પમો કાકા કંટાળ્યા હતા. પંદર વરસનો ઢગો થયો છતાં એ હજી ત્રીસ એકા સુધીના આંકના પાડા શીખ્યો નહોતો. એ છોકરો ચકોર પણ ભારે તોફાની હતો. પમો કાકા એને મારીને નિશાળે મુકી આવતા, પરંતુ તે નિશાળમાં ગમે તે યુક્તિ કરી ગુમ થઇ જતો હતો. પાછળથી એનું કૌવત વધી જતાં પમો કાકા પણ મારઝુડ કરતા થાકતા હતા. નિશાળના પંડયાજી સુકલકડી પણ બહુ કડક હતા. રામ એમનાથી બીતો હતો. રામની પીઠ ઉપર એમણે ઘણી સોટીઓ ખલાસ કરી હતી. પરંતુ પંદર વરસના રામનો, દમીયલ પંડયાજીને સહેજ ધક્કો લાગતાં પંડયાજી ગુડથલી ખાઇ નીચે પડી ગયા હતા, ત્યારથી રામના મનમાં પંડયાજીના બળની મર્યાદા બંધાઇ ગઈ હતી. એ હવે પંડયાજીની સોટી પણ આંચકી ભાંગીને કટકા કરી નાંખવા માંડયો. બીજા છોકરાઓને પંડયાજીએ મદદે બોલાવ્યા. તેમને રામે સારી રીતે મુક્કા અને લાતોથી સત્કાર્યા. એ દિવસથી રામનું નિશાળ તરફ પધારવું અટકી ગયું.

રામ કદે, આકારે અને યુવાનીમાં વિકાસ પામતો હતો. ગામમાં બજાણીઆ આવ્યા, એઓ અંગ કસરતના અદ્દભુત ખેલો કરતા હતા. દોરડા ઉપર ચાલવું, એક પગે ચાલવું, દોરી ઉપર ચાલતાં ચાલતાં તલવારનો પટો લેવો, ઉંચા લાકડાના થંભ ઉપર ચડીને શરીરની કસરતો કરવી, એ ત્રીસ ફીટ ઉંચા થંભ ઉપર પાણીથી ભરેલાં બેડાં મૂકીને હાથમાં તલવાર લઇને પટો લેવો, ગુલાંટીઓ મારીને ઉપરથી કુદકો મારવો—એવા એવા અનેક ખેલો એણે જોયા. રામને આ ખેલો બહુ ગમ્યા. તેણે બજાણીઆઓની સાથે મળવા માંડયું. એના મુખીની સાથે રામે દોસ્તી કરી. એક માસ ચાલ્યો ગયો. મુખીની મહેરબાની

રામે મેળવી. એ પણ હવે આવી કસરતો શીખવા માંડયો. એનો બાપ એને રોકી શકતો નહોતો. રામ ચોરી છુપીથી એક દિવસે રાત્રે બજાણીઆની પુંઠે ચાલ્યો ગયો. એના બાપે કહ્યું કે, માંડવી નાનાને ઘેર ગયો છે. પણ લોકવાયકા જુદી હતી. થોડા દિવસ પછી પમો કાકો દિકરાને શોધવા નીકળી પડયો. ઠેઠ કચ્છના અબડાસા જીલ્લામાં એણે બજાણીઆ અને રામને શોધી કાઢયો. રામને સમજાવી પ્રેમજીભા એને કચ્છ–માંડવી તેડી લાવ્યા. મુંદરે જવાની એમની હિંમત ચાલી નહિ. રામ બજાણીઆઓ સાથે ગયો હતો એવો શક જ્ઞાતિના વડીલોને હતો, તેથી જ્ઞાતિબહાર મુકાવાનો ભય હતો.

રામજીનો મામો વીરજી ખેતશી જંગબારમાં શેઠ જેરામ શીવજીનો કેશીઅર હતો. એ તરતમાં વહાણમાં બેસીને જંગબાર જવા રવાના થવાનો હતો. પમાકાકાએ રામને એની સાથે વહાણમાં બેસાડી દીધો. મામાએ ભાણેજનો હાથ પકડયો. પચીસેક દિવસ તો વહાણને સારી ઋતુ મળી; પરંતુ પછી ઓચિંતા સાગરમાં તોફાન ઉઠયું. ઉત્તર તરફથી કાળાં વાદળાં ધસી આવ્યાં. આકાશ થોડીવારમાં વાદળાંથી ઘેરાઇ ગયું. મુસળધાર વરસાદ વરસ્યો. વિજળીના ભયંકર ચમકારા થવા લાગ્યા. કાળની જીભ જેવી વિજળીની જીભ વહાણને ચાટી ગ્રસી જવા તૈયાર થઇ હોય તેમ લાગતું હતું. વિજળીની જીભનો જરા જેટલો છેડો વહાણને લાગે એટલે વહાણ ભસ્મીભૂત થાય તેમ હતું. વહાણ ઉપર કડકડાટ કરતી, ગર્ભણીના ગર્ભને પાડી નાંખે એવો કાન ફાડી નાંખતી ગર્જના સંભળાતી હતી. પવન કલાકની સેંકડો માઇલની ગતિથી વહેતો હતો. વહાણ જાણે ભુચનો કટકો હોય તેમ મોજાંઓ એને અહીંથી તહીં ફેંકતા હતા. હજારો હાથીઓના બળવાળા આ મોજાંઓ વહાણરૂપી બૉલ સાથે રમત રમતા હતા. વરસાદ, વિજળી અને ગર્જનાથી વાતાવરણ અતિ ભયાનક બન્યું હતું. સૌ મુસાફરોના પ્રાણ મુઠીમાં હતા.

વહાણુના નાવિકો અનુભવી હતા. તોફાન ભયંકર હતું. પરંતુ તેઓ ગભરાયા નહિ. મુખ્ય નાવિકની આજ્ઞા પ્રમાણે એઓ આવા તોફાનમાં પણ ઊંચા કુવા થંભ ઉપર વાંદરાની પેઠે ચડી જતા હતા. સઢ ઉતારી નાંખ્યો હતો. ચારે તરફ બાંધેલા દોરડાંઓ ચાકુથી કાપી નાંખતા હતા. ત્રણ માણસો વહાણુના સુકાનને પકડી રાખી એને વારંવાર સીધું કરતા હતા. મોજાંઓના જોસથી વહાણુ એક તરફ નમી જતું, પણ આ નાવિકો સુકાનને દબાવી વહાણુ સીધું કરતા હતા. કુવા થંભ આકડાના લાકડાનો બનાવ્યો હોય તેમ ધ્રૂજતો હતો. વહાણુના નાના લાકડાંઓ, પાણીની ટાંકી તો ક્યારે ય સમુદ્ર ભેગાં થઇ ગયાં હતાં. બે નાના થંભો પણ દરિયો તાણી ગયો હતો. ચારે તરફ પવનના સુસવાટોના ઝપાટાથી વહાણુના તુતક ઉપર પાણીનાં મોજાંઓ પસાર થઈ જતાં હતાં. જાણે શંકર ભગવાનના ભૂતાવળો જાગ્યા હોય એવો દેખાવ આ કાળરાત્રિએ થઇ રહ્યો હતો. તોફાન ઘટયું નહિ. ઉલ્ટાં મોજાઓ વધારે જોસથી આવવા લાગ્યા. બીચારા ઉતારૂઓ ભંડારીઆમાં અંદર પુરાયા હતા. એઓ બેહાલ થઇ એકબીજા ઉપર પડયા હતા. ઘણા પુષ્કળ ઓકતા હતા. ખાવા-પીવાનું નામ જ નહોતું. આધેડ ઉતારૂઓ પોતાના ઇષ્ટદેવનું નામ લેતા હતા. ચારે તરફ ભયંકર ઉલ્કાપાત મચી રહ્યો હતો. બચાવની હોડીઓ તો ક્યારે ય તણાઇ ગઇ હતી.

સુકાનને ત્રણ જણા પકડી વારંવાર વહાણુને સીધું કરતા હતા. એ સર્વે એકબીજાને દોરડેથી બાંધીને સુકાનના લોઢાના નીચલા ભાગ સાથે દોરી બાંધી રહ્યા હતા. મોજાઓના જોસથી એમને પણ ખૂબ સહન કરવું પડતું હતું. ઓચિંતા મોટો માલમ ઉઠયો. એણે મોટો કુવાડો હાથમાં લીધો. એણે બીજાના કાનમાં સુચ નાંખી કુવા થંભ કાપી નાંખવા નક્કી કર્યું. બચવાનો આ એક જ માર્ગ છે. બીજે બીજો કુહાડો લીધો. લાગ જોઇ એમણે કુવા થંભ

પાસે દોટ મુકી. કુવા થંભની સાથે પોતાના શરીરોને દોરીથી બાંધ્યાં. પછી કુહાડાના ઘા મારી જે તરફ પવનનો પ્રવાહ વહેતો હતો તેની સામી બાજુએથી કુવા થંભ કાપવા માંડ્યો. થોડીજવારમાં કુવા થંભ કપાઈને કરડધુસ કરતાં નીચે પડ્યો. તેને દરિયામાં ઠેલી દીધો. વહાણ કુંડી બન્યું હતું. હવે નાવિકો પણ સુકાનને છોડીને ભંડારીઆમાં જઈને પડયા. વહાણને ખુદાના આસરા ઉપર મુકી દીધું. ગમે ત્યાં એ તણાવા લાગ્યું. એ કુંડી બન્યું હતું. વહાણને હવે મોજાઓએ ઉપાડયું હતું. એ સઢ કુવા થંભ વગરનું કુંડી બન્યું હતું. ગમે ત્યાં મોજાઓ એને ભમાવતા હતા. વહાણના ભંડારીઆમાં પ્રવાસીઓ અને ખલાસીઓ ખુદાનું નામ લેતા પડયા હતા. એમની જીવનદોરી હવે ત્રુટત્રુટ થઈ રહી હતી. ક્યારે સમુદ્રદેવતા એમને સમાવી દેશે તેની વાટ જોતા હતા.

તોફાન જેવી રીતે ઓચિંતુ આવ્યું હતું તેવી જ રીતે સમી ગયું. આકાશ નિર્મળ થઇ ગયું. વહેલી સવારના તારાઓ આકાશમાં પ્રકાશી નીકળ્યા. સમુદ્ર કિનારાની ઝાંખી આછી લીટી દૂરદૂરથી દેખાઈ. માલમ બહાર નીકળી આવ્યો. એણે કિનારાની ઝીણી કોર જેવી લીટીને ઓળખી લીધી. સુકાન હાથમાં લઇ એણે કિનારા તરફ વહાણને લીધું. મોજા પણ અનુકૂળ હતા. પવન કિનારા તરફનો વાતો હતો. આથી એમની કુંડી કિનારા તરફ જવા લાગી. સવારના સૂર્ય ક્ષિતિજમાંથી બહાર આવ્યો એટલામાં તો વહાણની કુંડીને મોજાઓએ કિનારા ઉપર ફેંકી દીધી. મુસાફરો ને નાવિકો કિનારે કૂદી પડયા. કિનારા ઉપર રેતી સૂર્યના પ્રકાશમાં ઝગઝગતી હતી. નારીએલના ઝાડો કિનારા સુધી ઉગેલ હતા. મુસાફરો અને નાવિકોએ નીલા નારીએલો ઉતારી પોતાની ભૂખ અને તરસને સહેજ સંતોષી. હવે શું કરવું તે માટે વિચાર કરવા માંડયો.

મુખ્ય નાવિકને આ પ્રદેશ અજાણ્યો હતો. પણ આફ્રિકાનો કાંઠો હતો એ એ જાણતો હતો. અંદરના ભાગમાં જંગલો હતા. માણસ ખાઉ હબસીઓ વસતા હતા. જંગલોમાં હાથીઓ, સિંહો, પાડાઓ, ચિત્તાઓ અને ગેંડાઓ જેવા ભયંકર પ્રાણીઓ હતા. જંગલોમાંના રસ્તાઓથી તેઓ અજાણ હતા. ક્યાંક ભુલાં પડે તો એમની ત્યાં જ કબરો બને એમ હતું. એમને આ દેશ તદ્દન અજાણ્યો હતો. આથી ક્યાં જવું તેની કાંઇ ખબર નહોતી. બીજી તરફ એમનું વહાણ પણ પ્રવાસને લાયક નહોતું. કુવાથંભ નહોતો, સઢ નહોતો, સઢ ચડાવવાનો બાંબુ નહોતો, પુરતી ખોરાકી નહોતી, શું કરવું તે મોટો પ્રશ્ન થઇ પડયો. સૌ વિચારમાં બેઠા. કેશવજી નામનો પ્રવાસી આફ્રિકાનો જુનો અનુભવી હતો. સાહસીક અને વિચારવાન માણસ હતો. “ માલમ, હવે આપણે શું કરીશું ? બચવા માટે કયો માર્ગ લેશું ?”

“ કાંઇ સુઝતું નથી. જમીનનો માર્ગ આપણે જાણતા નથી. દરિયા માર્ગે જવાના સાધનો નથી.”

“ સાધનો ભેગાં કરીને આપણે પ્રવાસ કરી ન શકીએ ? ”

“ તમે કેવી રીતે કહો છો ? સાધન ક્યાંથી કાઢવા ? ”

“ જુઓ, સામે વન છે તેમાંથી એકાદ ઊંચું લાકડું આપણે કાપીને એનો કામચલાઉ કુવાથંભ બનાવીએ. વનમાંથી ઊંચો જાડો બાંબુ શોધી કાઢીએ તેના ઉપર સઢ ચડાવીએ.”

“ પણ સઢ આપણી પાસે નથી તેનું શું ? ”

“ ભંડારીઆમાં વેપાર માટે લીધેલા ગામઠી કાપડના તાકાઓ પડયા છે તેનો સઢ બનાવશું.”

“ પણ દોરડાં જોશે ને ? તે વગર સઢને કેમ લટકાવીશું ?”

“ વનમાં વેલાઓ ઘણાં છે. તેમાંથી કોઈ સખ્ત જાતના વેલાઓ કામ લાગશે.”

વહાણુમાં ખીલાઓ હતા. ખલાસીઓ કિનારાના ગાઢ જંગલમાં દિવસે ભમવા લાગ્યા. ત્યાં વાંદરાઓ જમીનમાંથી ખોદીને કોઈ જાતનો કંદ કાઢીને ખાતાં હતાં. કેશવજીએ આ કંદને ઓળખી કાઢયો. એ આફ્રિકાનો હબસીઓનો મુખ્ય ખોરાક "યામ–યામ" નામે કંદ હતો. ખાવામાં સ્વાદિષ્ટ અને તાકાતવાન ગણાય છે. ખલાસીઓ અને પ્રવાસીઓ આ યામ કંદને બાફી ખાવા લાગ્યા. નારીએળનું કોપરૂં પણ એઓ પુષ્કળ ખાતા હતા. જંગલમાં ફણસના ઝાડો પણ અહીં તહીં મળતા હતા. ઝરણાઓનું પાણી પીતા હતા. યામના કંદને જમીનમાંથી કાઢીને દરિયા કિનારે એમણે સુકવવા માંડયું.

જંગલમાં તપાસતાં તપાસતાં એમને એક સુકું ઊંચું ઝાડ મળ્યું. એ વૃક્ષને મોટા કુહાડાઓથી ખલાસીઓએ કાપીને જાડા વેલા એના ઉપર બાંધી એને નીચે નમાવી દીધું. કુહાડાની મદદથી એની છાલ ઉખેડી નાંખી. મજબુત વેલા બાંધીને એ સીધા સોટા જેવા વૃક્ષના લાંબા લાકડાને ખેંચી ખેંચીને વહાણની નજદીકમાં તેઓ લઇ આવ્યા. ઉતારૂઓ અને ખલાસીઓ મળીને કુલ ચાલીસ જણા હતા. એટલે કામ જલદી થતું હતું. ખલાસીઓના ભંડારમાં ખીલાઓ હતા. એમણે આ કુવાથંભને વેલાઓની મદદથી ઉંચે ચડાવ્યો. એને વહાણમાં નિયત સ્થળે ગોઠવી ખીલા માર્યા. બીજા ખલાસીઓએ બાંબુના ઘેરાને શોધી તેમાંથી ઉંચા બાંબુને કાપીને તેને વહાણ ઉપર લાવીને ગોઠવ્યું. ગામઠી કાપડના તાકાઓ કાઢીને એમણે શીવીને સઢ તૈયાર કરીને મજબુત વેલાઓના દોરડાઓથી એને વહાણને ગોઠવ્યો.

ખલાસીઓએ વહાણને ચલાવવા માટે મોટા લાંબા વાંસડા કાપી વહાણમાં રાખ્યા. એક મોટું સુકેલ વૃક્ષ જંગલમાં પડયું હતું. એમણે એમાંથી હોડી બનાવવાની તૈયારીઓ કરી. એના ડાળાઓ અને ડાળીઓ એમણે કાપી એના થડને સાફ કર્યું. પોતાની હોડી માટે જોઇતો ભાગ એમણે કાપી રાખ્યો. બહારથી એ થડના ભાગને

મોટા કુહાડાઓથી છાંભી છોલીને એમણે હોડીનો આકાર કર્યો. ચકમકથી આગ સળગાવી હોડીના લાકડાનો વચલો ભાગ આગથી બાળી નાંખ્યો. એમાં બાળી છોલી છાંભીને વચલો ભાગ તદ્દન કાઢી નાંખી એની સરસ એક લાકડાની હોડી બનાવી દીધી. એના માટે હલેસાં પણ તૈયાર કર્યાં. હોડી નાની હતી. ચાલીસ માણસો એની ચારતરફ મજબુત વેલા બાંધીને ખેંચવા માંડયા. પરંતુ એ ભારી હોવાથી એને સમુદ્ર કિનારે પહોંચાડવાનું કામ અતિ વિકટ બન્યું. પરંતુ એક નાવિકે એને માટે સહેલો ઉપાય શોધી કાઢયો. ગોળ લાકડા હોડી નીચે મુકી એને લાકડા ઉપર ગબડાવવાનું કામ વધારે સહેલું હતું. હોડીને વહાણ પાસે લાવવામાં આવી. એમાં નાનો સઢ પણ ગોઠવવામાં આવ્યો.

વીસ દિવસોમાં સૌ તૈયારીઓ થઈ ગઈ. એમની સાથે ભંડારીઆમાં કેટલુંક અનાજ હતું. પરંતુ તેનો ઉપયોગ જુજ કરતા હતા. નારીએળ, ફણસ, યામના કંદમુળો અને જંગલના ફળો ખાઈ આ લોકો નીભાવતા હતા. ખલાસીઓ ઝરામાંથી માછલાં મારીને ખાતા હતા. કોઇ કોઈ વખત જંગલમાંથી કેળાની લુમો પણ મળી આવતી હતી. રાત્રે સૌ વહાણના ભંડારીઆમાં સૂઇ રહેતા હતા. એમણે મોટા જથામાં નારીએળ, યામ અને ફણસના ફળોને કિનારા ઉપર સુકવીને વહાણમાં લીધા હતા. એક લાકડાની ટાંકી બનાવી તેમાં ઝરાનું પાણી ભર્યું હતું. આ રીતે સર્વે તૈયારીઓ પુરી થતાં એમણે સમુદ્રના પાણીની મોટી ભરતીના સમયે વહાણને ઊંડા પાણીમાં લઇ ગયા. એઓ બહુ દૂર સાગરમાં ગયા નહિ. પરંતુ કિનારે કિનારે હોડીને આગળ કરી વહાણને હંકારવા માંડયાં. મોટા સાગરમાં જવા માટેના એમની પાસે સાધનો નહોતા. એમના સઢનું કાપડ પવનના જોસના ઝપાટા ઝીલી શકે તેમ નહોતું. એમનો કુવાથંભ પણ મજબુત નહોતો. વહાણ પણ સાગરના મોટા તુફાનના મારથી ખોખરૂં થયું હતું.

એઓ કિનારાથી માઇલ બે માઇલ દૂર વહાણને હંકારતા ચાલ્યા. ક્યાંક છીછરા પાણી આવતા ત્યારે એમને વધારે દૂર ઊંડા પાણીમાં જવું પડતું હતું. ક્યારેક કિનારે ઊંચી શિખરોની પર્વત માળાઓ આવતી હતી. એ સમયે વહાણને દૂર લઈ જવામાં આવતું હતું. કિનારા ઉપરના કાળાં ખડકો ઉપર સૂર્ય પ્રકાશ પડતાં એ ચમકતા હતા. અનેક ખડકો જુદા જુદા આકાર ધારણ કરીને મોટા દૈત્યો અને રાક્ષસો જેવાં દેખાતાં હતાં. આગળ જતાં રેતીના કિનારાઓ મળતા હતા. ક્યાંક ઝરાઝરણાંની શોધ કરીને એનું પાણી હોડી મોકલીને લાવવામાં આવતું હતું. ક્યાંક રેતીમાં કાળા નાના બાળકો તદ્દન નગ્ન સ્થિતિમાં રમતા જોવામાં આવતા હતા. આ બાળકો દરિયા કિનારે છીપલાં અને શંખો શોધી તેની રમતો રમતા હતા. ક્યાંક એમના વહાણને જોવા માટે સીદીઓનાં ટોળાં કિનારે ભેગાં થઇને કિલબલાટ મચાવતા હતા. એઓ નીચેના ભાગમાં લંગોટીને ઠેકાણે પાંદડા લટકાવતા હતા. બાકી તદ્દન નગ્ન હતા. એઓ પોતાના હાથના ભાલા ઉગામી વહાણ તરફ તાકતા હતા. એક કિનારા ઉપર કેટલાક સીદી બૈરાઓ ઉભા હતા. વહાણને ફળ-ફુલાદી અને કંદમૂળની ઘણી જરૂર હતી. વહાણની હોડી કિનારે પહોંચી એટલે આ હબસી-ઓરતો નાસવા લાગી. ખલાસીએ દોડીને તેમને ઘેરી લીધી. એમણે ફળો અને કંદો બતાવીને તેવા લાવવા માટે ઇશારાથી સમજાવ્યું. બદલામાં થોડા કાચના પારા આપવાના ચિહ્નો પણ કર્યાં. ઓરતો સમજી ગઇ એટલે એઓ ટોપલા ભરી કેળાં, કંદો અને બીજા ફળો લાવી, એમને કાચના પારાંઓ આપીને અદલોબદલો કર્યો હતો.

વહાણ ધીમેથી પસાર થતું હતું. કિનારે ચાલતા હોવાથી એમના વહાણનો વેગ ઘણો મંદ રહેતો. રસ્તામાં કિનારા ઉપર ગાઢ જંગલો જોવામાં આવતા હતા. ક્યાં ક્યાં તો ઝાડી એવી ગાઢ દેખાતી કે

સૂર્યનો તડકો પણ અંદર પ્રવેશ કરી શકતો દેખાતો નહોતો. વૃક્ષો એકબીજાને આલીંગન કરી ઉભા હતા. જાતજાતની લતાઓ વૃક્ષોને આધારે ઉપર ચડી ગઇ હતી. તેમાં સુંદર સુગંધદાર ફુલો મઘમઘતા હતા. વૃક્ષો ઉપર હજારો વાંદરાઓ કિલકિલાટ મચાવતા હતા. એક ઝાડથી બીજા ઝાડ ઉપર કૂદતા ચારેતરફ દોડતા હતા. વાંદરીઓના પેટ ઉપર એમના બચ્ચાં ચોટેલાં હતા. ફળો ખાતા, તોફાન કરતાં, આમતેમ દોડતાં આ વાંદરાઓ વહાણની હોડીમાં બેઠેલાં ખલાસીઓ તરફ દાંતીઆ કરતા હતા. જાતજાતના પક્ષીઓ, કોઇ રંગીન પીંછાવાળાં પણ આ વૃક્ષો ઉપર બેસીને વિચિત્ર અવાજો કરતા હતા. કયાંક હરણાઓના ટોળાઓ શાંતભાવે ઘાસ ચરતા દેખાતા હતા. હોડીના હલેસાનો અવાજ સાંભળતા ચોંકીને ભાગતા હતા. હરિણોની પછવાડે નાની હરણીઓ અને હરિણ બાળકો પણ નાસતા હતા. વૃક્ષો ઉપર ખીસકોલીઓ દોડતી હતી. કોઇક મોટા વૃક્ષ ઉપર જબરદસ્ત મધપુડાની આસપાસ મધમાખીઓ ભમતી હતી.

કયાંક દૂર દૂર સુધી કિનારે નીલાં નીલાં ઘાસના મેદાનો દેખાતા હતા. ત્યાં આફ્રિકાના ચટપટાવાળા ગધેડાં, જીબ્રાઓના વૃંદ ચરતા હતા. એઓના ટોળાનાં ચાર ગધેડાં ચારે દિશાએ ચોકી કરતા ઉભા હતા. હોડીને આવતી જોઇ તેઓ વિચિત્ર અવાજ કાઢતા અને સૌ ટોળું નાશી જતું હતું. કયાં કયાં સાબર જેવા શીંગડાવાળા મોટા પ્રાણીઓ પણ દેખાતા હતા. એક ઠેકાણે ત્રણ મોટા જીરાફો વૃક્ષની ટોચના પાંદડાં ખાતા ઊભા હતા. તેઓ લગભગ અઢાર ફીટ ઊંચા અને ખૂબ લાંબી ડોક ધરાવનાર મોટા ડાઘાવાળા પ્રાણીઓ હતા. વહાણને જોઈ તેઓ જરા વિસ્મયતાથી જોઇ વીજળીની ઝડપે નાશી જતા હતા. એક ઠેકાણે જંગલી ભેંસો અને પાડાઓનું ટોળું ચરતું હતું. વહાણને જોઇ નસકોરામાંથી ફુત્કાર કરતા પાડાઓ કિનારા તરફ દોડી આ મોટા રાક્ષસનું કદ જોઇ નાઠા હતા. એક સ્થળે

રૂપાળાં શાહમૃગોનું ટોળું ચરતું હતું. જમીન ઉપરથી ઝીણા પત્થરો કે ઘાસ પોતાના લાંબા પાતળા ગળામાં ઉતારતા હતા. વહાણને જોતાં એ ટોળાએ તરત જ પલાયન કરવાને માટે વાયુ વેગે દોડવા માંડ્યું હતું. જાતજાતનાં પ્રાણિયો દેખાતા હતા.

એક સ્થળે હોડીએ મીઠું પાણી મેળવવા માટે કિનારે ઉતરવાની ગોઠવણ કરી હતી. કિનારાથી ૦ાા માઈલ દૂર જતાં એમને એક મીઠા પાણીનું સરોવર મળ્યું. અંદર હંસ, સારસ, બતકો તરતા હતા. દૂર દૂર એમાંથી નીકળતી નાની નદીનો ઘુઘવાટ સંભળાતો હતો. થોડે દૂર એક મોટો ધોધ ઉંચાણ ઉપરથી તળાવમાં પડતો હતો. એ ધોધના પાણીનો મોટો પ્રવાહ ઉંચેથી તળાવમાં પડતા ભારે નૈસર્ગિક સુંદર દેખાવ થતો હતો. એ ધોધના પ્રચંડ પ્રવાહ ઉપર સૂર્યના તેજસ્વી કિરણો પડતાં એમાં ચિત્રવિચિત્ર રત્નકણિકાઓ ઉડતી હોય એમ ભાસતું હતું. એમાં મેઘધનુષો બંધાતા દેખાતા હતાં. શાંત સરોવરની શાંતિ, દિવ્ય સૌન્દર્ય જોઇ ખલાસીઓ પ્રસન્ન થયા. એઓએ તળાવમાંથી પાણી મેળવીને હોડી ઉપર ભરીને વહાણમાં પહોંચાડ્યું. પરંતુ આની આસપાસની સૃષ્ટિસૌન્દર્યની બીજાઓ પાસે ભારે પ્રશંસા કરી, આથી સૌ ઉતારૂઓ અને ખલાસીઓ બે જણને ચોકી માટે વહાણમાં રાખી તળાવ જોવા કિનારે આવ્યા. તળાવમાં અનેક ઝરણાં અને ઝરાઓ દિવ્ય સંગીતનિનાદ કરતા મળી જતા હતા. તળાવની એક તરફ પર્વતમાળા હતી. તેની તળેટીમાં વન હતું. આ સુંદર તળાવને જોઇ વહાણમાં બેસી બેસીને થાકી ગયેલા પ્રવાસીઓએ એકાદ રાત્રિ ગાળવા મનસુબો રાખ્યો. એક ઊંચી જગ્યા ઉપર થોડાં વૃક્ષો ઉગ્યાં હતાં. ત્યાં વૃક્ષો નીચે સૌએ મુકામ રાખ્યો. ખલાસીઓ હથીઆરબંધ હતા.

રાત્રે ચંદ્ર આકાશમાં ઉંચો ચડ્યો. રૂપાળી ચાંદની તળાવના જળને રૂપામય બનાવતી પ્રસરી નીકળી. મુસાફરો અને ખલાસીઓ

આ સુંદર દૃશ્ય જોતા બેઠા હતા. એટલામાં વનની બાજુએથી ખળભળાટ થયો. જીબ્રા ગધેડાનું ટોળું તળાવમાં જળ પીવા આવ્યું હતું. ચાંદનીમાં એમના કાળા પટાવાળી પીળી ચામડી ચળકી ઉઠતી હતી. પાણી પીને પાછા ફરતાં ટોળાની એક માદી ઉપર ઓચીંતા વજ્ર જેવો પંજાનો ઘા તરાપ મારતા સિંહે કર્યો. આખું ટોળું એકદમ વિજળી વેગે નાઠું. સિંહ અને સિંહણ મારેલી માદીના લોહી અને માંસને આરોગવા માંડયાં.

તળાવની બીજી તરફ હરણાનું ઝુંડ પાણી પીવા આવ્યું. પાણી પીને પાછા ફરતા એક હરણ ઉપર વૃક્ષની ડાળીમાં છુપાયલા ચપળ કાળા ચિત્તાએ ઉંચેથી કુદી તરાપ મારી હરણને ભોંય ભેગું કર્યું. એને મારીને એ ક્ષુધાતૃપ્તિ કરવા બેઠો. બીજાં હરણાંઓ નાશી ગયાં.

આ તળાવના જુદા જુદા વિભાગમાં જાતજાતના વાંદરાઓ, શાહમૃગો, જીરાફો પાણી પીવા આવવા લાગ્યા. કયારે કયારે સિંહો અને સિંહણનું ચાર પાંચનું ટોળું પણ દૂરથી ચંદ્રના તેજમાં પોતાની જીભથી પાણી પીતું દેખાતું હતું. પોતાના શિકારના લોહી માંસથી તૃપ્તિ મેળવી તળાવને કિનારે પાણી પીને જતા હતા.

તળાવની એક તરફ પાણીમાં ચાર પાંચ પ્રચંડ માથાંઓ દેખાયાં. બહાર આવતા એમનું મોટું કદ અને ભયંકર દેખાવ જોઇ સૌ દૃષ્ટાઓ ડરી ગયા. આ કોઇ નવી જાતનું બિહામણું પ્રાણી છે. પરંતુ કેશવજી આફ્રિકાના પ્રાણિયોને ઓળખતો હતો. એણે એમને હીપો એટલે જળઘોડા તરીકે ઓળખાવ્યા. એ ઘાસ ચરનાર પ્રાણીઓ તળાવ અને નદીઓની અંદર જળની સપાટી નીચે વસે છે. કયારેક ઉપર આવીને ઘાસ ચરે છે. એ પ્રાણી હિંસક નથી. જરાવારમાં એક જળઘોડે પોતાનું મોઢું ફાડયું. ત્રણ માણસો સુખેથી અંદર સૂઇ શકે એવડું વિરાટ મોઢું હતું. એ જળઘોડાના પગો થાંભલા જેવા જાડા અને ટુંકા હતા.

તળાવની એક તરફ થોડાં ગેંડા અને ગેંડીઓ જોવામાં આવી. કેશવજીએ આ મોટા મજબુત બળવાન પ્રાણીઓની ઓળખાણ આપી. અતિશય જાડી કઠણ ચામડી, ટુંકી નજર, નાક પાસે હાથીદાંતનું ભયાનક એક જ શીંગડું, શરીર ઉપર ઢાલના આકારના મોટા વળો અને નાના કાનો હલાવતાં આ ભુરા રંગના પ્રાણીઓ પાણી પીતા હતા. પાણી પીને તળાવના કાદવમાં લોટી આળસ દૂર કરતા હતા.

તળાવના ટેકરી નીચેના ભાગમાં એકાએક ભારે ઘોંઘાટ સાંભળવામાં આવ્યો. ભેંસો અને પાડાઓનું મોટું ટોળું ધસમસતું આવીને તળાવના પાણીમાં ધસ્યું. આફ્રિકાના આ પાડાઓ મદોન્મત, બળવાન, મોટા શીંગડાવાળા અને ભયાનક ઝનુની રહે છે. સિંહ પણ એમના ઉપર આક્રમણ કરવાની હિંમત કરતો નથી. તે પોતાના શીંગડાઓથી કાદવ આમતેમ ઉછાળતાં. આ પ્રાણીઓના થાંભલા જેવા પગો ધમધમ અવાજ કરતા હતા. પાડાઓ તળાવમાં ઘણીવાર સુધી અર્ધડુબતાં પડયાં હતાં. એમની માત્ર પીઠ દેખાતી હતી. એમને કોઇનો 'ભો' નહોતો.

અર્ધરાત્રિનો ચંદ્ર આકાશમાં ઊંચો ચડગો. ચાંદની પુરબહારમાં ખીલી નીકળી. ઓચિંતા તળાવના મધ્યભાગમાં મોટો અવાજ સંભળાયો. ડાળીઓ તુટવા ને ભાંગવાનો અવાજ આવ્યો. પ્રચંડ રાક્ષસી કાયાવાળા હાથીઓનું ટોળું પાણી પીવા આવવા લાગ્યું. સૌથી આગળ મોટા દંતશૂળવાળો હાથીઓનો મુખી ચાલતો હતો. એની પાછળ બીજા હાથીઓ હતા. વચમાં હાથણો અને હાથીના બચ્ચાઓ હતા. છેવટે છ સાત બળવાન હાથીઓ સૌની ચોકી કરતા ડોલતા આવતા હતા. પચાસેકનું કુલ ટોળું બનેલ હતું. આ પ્રચંડકાય પ્રાણીઓ તળાવમાં ધસતાં પડયાં. એઓ તરવા માંડયા. હવે કોઇ દિવસે જન્મમાં ન જોયેલા અથવા કલ્પેલા દૃશ્યને જોવાનો અવસર આ પથિકોને મળ્યો.

ચાંદનીમાં મદમસ્ત હાથીઓ તળાવના જળમાં જળક્રીડા કરવા માંડયા. ચારેતરફ તેઓ તરવા લાગ્યા. એમની સુંઢોમાંથી ફુવારા ઉડવા માંડયા. ચાંદનીમાં એઓ ખૂબ આલ્હાદતા હતા. યુવાન હાથણીઓની સાથે એઓ જળવિહાર કરતા આમતેમ તરતા હતા. સુંઢોને આમતેમ ફેરવતા, ધીમેથી હાથણીઓને માથાથી ધક્કા મારતા, સુંઢોને ઉછાળતા, આનંદના ધ્વનિ કરતા આમતેમ વિચરતા હતા. મદોન્મત પ્રાણીઓ પોતાનાપણું પણ આ ચાંદની રાતની જાદુઈ રૂપાળી દિવ્ય મોજમાં ભૂલી જતા હતા. વૃક્ષોના પાંદડાઓ અને ઘાસ ખાઇને તૃપ્ત થયેલા પ્રાણીઓ એકબીજાની સાથે થનથનાટી ભરેલી ક્રીડાઓ કરતા હતા. એમને કશો ભય નહોતો, ચિંતા નહોતી. એમને અત્યંત મનગમતી ચાંદની, રૂપેરી તળાવ અને હાથણીઓનો હુંફાળો સહવાસ મળ્યો હતો. દિવ્ય આ દશ્ય હતું. ઝરાઝરણાંઓનું સંગીત, મોટા ધોધના નીચે પડતા પ્રવાહને રૂપેરી બનાવતો ચાંદનીનો પ્રકાશ, દિવ્ય શાંતિ અને હાથી અને હાથણીઓની અલૌકિક જળક્રીડાથી જોનારાઓ ચકિત થઇ ગયા. ભાગ્યશાળી જ આવાં સુંદર દશ્યો જોઈ શકે છે.

વહેલી સવારના સૌ મુસાફરો વહાણમાં પહોંચ્યા. વહાણ હંકાર્યું. કયાં કયાં તો એમને મચ્છરોના ભારે ત્રાસમાંથી બચવા માટે વહાણને ત્રણ ચાર માઇલ દૂર સાગરમાં લઈ જવું પડયું હતું. એકાદ વખત સખ્ત પવન સાથેનું વાવાઝોડું થયું. વહાણને બચાવ માટે કિનારા તરફ હંકાર્યું ! કુદરતે કરી રાખેલ એક મોટી નાળમાં વહાણે આશ્રય લીધો. કાંઈ પણ નુકશાન વગર વહાણ સહીસલામત આગળ વધ્યું. એમને આફ્રિકાના સૂર્યનો પ્રચંડ તાપ પણ હેરાન કરતો હતો.

પવન મંદ મંદ વાતો હતો. વહાણ કિનારેથી સહેજ દૂર સફર કરતું હતું. પાણીમાં છુપાયેલ ખરાબા વહાણને હેરાન ન કરે તે માટે

હોડી વહાણની આગળ ચાલતી હતી. ઓચિંતા ચારે તરફથી નાની ફીડીઓ જેવા પદાર્થો ચોકી કરનાર ખલાસીએ જોયા. એણે આંખની મીટ માંડી. મોટા નાખુદાને બોલાવીને એ ફીડીઓ શું છે તે જોવા કહ્યું. પાંચ મીનીટ મીટ માંડીને મોટા નાખુદાએ એક છોકરાને કુવા થંભ ઉપર ચડીને જોવા કહ્યું. છોકરે પોકારીને કહ્યું કે હોડીઓ જેવું દેખાય છે. મોટો માલમ વિચારમાં પડયો. કેશવજી અને બીજાં પણ હવે એ મોટા ઉંદરો જેવા બનેલા ધસી આવતા પદાર્થોને જોવા ઊભા. સૌએ વિચાર કરીને હોડીને વહાણ ઉપર બોલાવી લીધી. વહાણને સમુદ્ર તરફ વાળ્યું. આમાં કલાકેક નીકળી ગયો. હવે આવતી હોડીઓ ઝાંખીઝાંખી નજરે પડતી હતી. તેમાં હથિયારબંધ માણસો હોય એમ પણ જણાતું હતું.

વહાણ ઠંડા શાંત પવનને લીધે બહુ ધીમેથી સાગર તરફ જવા લાગ્યું. મોટા માલમે ભય જોઇને ભંડારીઆમાંથી હથીઆરો બહાર કાઢવા માટે જણાવ્યું. ખલાસીઓએ તલવારો અને બંદુકો, દારૂગોળી ભંડારીઆમાંથી બહાર કાઢી. લડવાની તૈયારી કરી. મોટા માણસ બચાવની તૈયારીઓ કરવા માંડયાં. ચારે તરફ સૂચનાઓ આપવા માંડયા. હોડીઓ તો હવે તદ્દન નજદિક આવવા લાગી હતી. હોડીઓમાં કાળા બીહામણા નાગા હબસીઓ હાથમાં તીરકામઠાં અને ભાલા ઝાલીને ઉભેલા દેખાતા હતા. આ વહાણ ઉપર આક્રમણ કરવાનો એમનો ઇરાદો સ્પષ્ટ દેખાતો હતો.

"હબસીઓ હવે તીરો ફેંકશે. માટે કોઈ આશ્રયસ્થાને સૂઇ જાઓ. તદ્દન નજદિક હોડીઓ આવે એટલે બરાબર તાકીને બંદુકો ફોડજો." અનુભવી કેશવજીએ સૂચના આપી.

સૌ ખલાસીઓ કોઇને કોઇ આશ્રય શોધીને છુપાઇ ગયાં. એક હોડી નજદિક આવી તેમાંથી જરાવારમાં સીદીઓએ તીરોનો વરસાદ વરસાવ્યો. કોઇ તીર કુવાથંભને કોઇ પડખે, કોઈ તુતકમાં એમ

૨૦–૨૫ તીરો વહાણને લાગ્યા. હોડી તદ્દન નજદિક આવી લાગી. માલમના હુકમથી નાવિકોએ ગોઠવાઇ બરાબર ચીંધણી કરી પોતાની લાંબી આરબી બંદુકોમાંથી ગોળીઓ છોડી. એઓ પાછા તુતક ઉપર લાંબા થઈ સૂઈ ગયા. હબસીઓમાં કેટલાક ઘાયલ થયા અને કેટલાક માર્યા ગયા. બંદુકો એમણે કોઇ દિવસ જોઇ નહોતી. એટલે એઓ ગભરાઇ ગયા. હોડીમાં કાંઈક બૂમ પડી. બધી હોડીઓ જેવી ઝડપથી આવી હતી તેવી ઝડપથી પાછી ફરી. બંદુકોને દૈવી શકિત માનીને એઓ નાસી ગયા હતા. જો એઓ લડયા હોત તો વહાણના બચાવ કરનારાઓને ભારી પડત. સહેજમાં એમનો બચાવ થઇ ગયો.

કિનારે વહાણ આગળ વધવા લાગ્યું. આઠ દસ દિવસને આંતરે એઓ મીઠું પાણી લેવા કિનારે નીચે ઉતરતા હતા. એમને ફળોની અને કંદમુળની મોટી જરૂર પડતી હતી. એમની પાસે અનાજ ખુટી ગયું હતું. સમુદ્રની હવા, કંદમુળ અને ફળોની ખોરાકીથી એઓની શકિત અને સ્ફુર્તિ ખૂબ વધ્યા હતા. પણ વહાણનો પ્રવાસ હવે કંટાળાભરેલો લાગતો હતો. બે માસ એમને આમ આફ્રિકાને કિનારે ભમતા થઈ ગયા હતા. એમના દિલો હવે મુકામે પહોંચવાને ઝંખતા હતા. એમને આ કિનારાની માહિતી નહોતી. એમનો પ્રવાસ ઘણો ધીમો હતો. એઓ આફ્રિકાને કિનારે કિનારે પ્રવાસ કરે છે એટલું જાણતા હતા. અંદર ઊંડા જમીન માર્ગે જવાની એમની પાસે માહિતી કે માર્ગદર્શન નહોતા. એઓ આફ્રિકાના કિનારાના ભાગમાં ગોળ ફરતા હતા. કયારે કયારે આરબોના ગુલામોથી ભરેલાં વહાણો એમને મળતા હતા. પરંતુ એ ચાંચીઆઓને બોલાવવામાં સાર નથી એમ કેશવજીના અનુભવે એમને સૂચવ્યું હતું.

બે માસના પ્રવાસ પછી હવે કયાં છીએ એ પણ એમને કશી ખબર નહોતી. કિનારે અનેક વન વગડાં, પર્વતમાળાઓ, મેદાનો, રણભૂમિઓ, નદીઓ, ઉપસાગરો, સામુદ્રધુનીઓ ઓળંગતા એઓ

આગળ ચાલતા હતા. દરરોજ પાંચ છ માઇલના પ્રવાસની સરેરાશ આવતી હતી. છેવટે એમને એક દિવસે દૂરથી એક અંગ્રેજી વાવટા ધરાવનારૂં વહાણ જોવામાં આવ્યું. એમણે આ વહાણને પોતે દુઃખમાં હોવાની નિશાની કરી. સાગરમાં વહાણવટીઓ આ તકલીફના વાવટા-વાળું વહાણ જુએ તો એને મદદ કરવા બંધાયલા છે. અંગ્રેજી વહાણે હોડી ઉતારીને આ વહાણ ઉપર મુકી. કેશવજી ભાંગીત્રુટી અંગ્રેજી ભાષા જાણતો હતો. એણે અંગ્રેજી વહાણની હોડીના ઉપરીને પોતાની કરૂણાજનક કથા કહી માર્ગદર્શન માંગ્યું.

"તમે હવે મોંબાસાના બંદરથી તદ્દન નજદિક છો. હવે એકાદ અઠવાડિયામાં તમે ત્યાં પહોંચી જશો. ફીકર કરશો નહિ. હવે તમારી મુસીબતોનો અંત તરત આવવાની વકી છે. તમને કાંઇ જોઇએ છીએ?"

"અમારી પાસે કાંઇ ખાવાનું નથી, તે મોકલશો તો આભારી થઇશું. આ સિવાય આ ભાગનું કાંઇક માર્ગદર્શન થાય તે માટે નકશો પણ મુકજો. હોકાયંત્ર નાનું હોય તો મુકવાથી આભારી થઈશું."

"હું વહાણમાંથી ખોરાકની બીજી હોડી મુકીશ, સાથે નકશો પણ મુકીશ, સલામ."

એમને બીસ્કુટોના થોડા કોથળા અને નકશો મળ્યો, હોકાયંત્ર પણ મળ્યું, હવે એમના ચહેરા ઉપર આનંદ છવાયો. એમને ત્રણ દિવસ પછી જાણીતો સાગર માર્ગ મળ્યો. બીસ્કીટો મળવાથી એમને અમૃત ભોજન મળ્યું. દસમે દિવસે મોંબાસાના બંદરે જઇ વહાણ લાંગર્યું. એઓ સર્વે હોડીમાં બેસી કિનારે આવી સુલતાનના વાલી (ગવર્નર)ને બધી હકીકત કહી. મોંબાસાની કસ્ટમ પણ શેઠ જેરામ શીવજીના હાથમાં હતી. એમને ત્યાં જેરામ શીવજીના મુનીમે આવકાર આપી બધી સગવડો કરી આપી. વહાણને મરામતમાં મોકલવામાં આવ્યું. ખલાસીઓને ખોરાકી અને બીજી સગવડો અપાઇ. બીજું વહાણ જંગબાર એક અઠવાડિયામાં જવાનું હતું.

તેમાં પ્રવાસીઓને જંગબાર તરફ મુકી દીધા. સૌ પ્રવાસીઓ હેમખેમ જંગબાર પહોંચ્યા. વહાણને લાસ ગયેલું સમજી શોકમાં પડેલા સગાસંબંધીઓ અને હેતુમિત્રોમાં આનંદ પ્રવર્ત્યો. સૌએ એમના તરફ ખૂબ દિલસોજી દેખાડી. જંગબારના રિવાજ મુજબ એક દિવસનો ઉપવાસ કરાવી નવી કંઠીઓ પહેરાવી સૌને આ પ્રાયશ્ચિતથી પાવન કરવામાં આવ્યા.

વીરજી મામા સાથે રામ જેરામ શેઠની પેઢી ઉપર કામ કરતો હતો. મુનીમ તરીકે શેઠ બધા દામજી હતા. એમની અમીદૃષ્ટિ સૌ ગુજરાતી ભાઈઓને પ્રેમથી અને ઉપકારથી નવરાવી દેતી હતી. રામ પણ પેઢી ઉપર કામ શીખવાને રહ્યો. એનું ચિત્ત પેઢીનું લખવા કે હિસાબ શીખવાના કામ ઉપર લાગતું નહોતું. એ એક જગ્યાએ લાંબો વખત બેસી શકતો નહિ. એ જુનો રખડુ હતો. એનો વીરજી મામો દમદાટી અને કયારેક મારીને પોતાની પાસે બેસાડતો હતો, પણ લાગ આવ્યે નાશી જઈ એ રખડતો હતો. છોકરો ચાલાક હતો. એ ત્રણ માસમાં સ્વાહિલી ભાષા બોલતાં શીખી ગયો; પરંતુ એને વિદ્યા સાથે વૈર હતું અને અક્ષરો સહેજ આવડતા હતા. પણ થપેડાં વાળીને અક્ષર સુધારવાનું ગમતું નહોતું. હિસાબો કરવાનું શીખવા તરફ પણ એને અભાવ હતો.

રામને બહારનું કામ ગમતું હતું. પેઢી ઉપર નવા આવનાર છોકરાઓને પ્રથમ નોકરના મદદનીશ તરીકે કામ કરવું પડતું હતું. રામને પણ આ કામ કરવાનું સોંપાયું. પરંતુ તે કામમાં પણ એનું ચિત્ત નહોતું. કપડાં ધોતાં, વાસણ માંજતા એ શીખ્યો જ નહિ. રસોઈના કામમાં પણ એણે વિશેષ પ્રગતિ કરી નહિ. એનું આ કામમાં ચિત્ત ચોંટતું નહિ. એને સૌ મુર્ખ અને જાડી અક્કલનો ધારવા માંડયા. કોઈ પણ પેઢીના કામમાં એ સંતોષકારક રીતે કામ કરે નહિ.

જેરામ શેઠની પેઢી પાસે હજારો ગુલામો હતા. એમની પાસે લવીંગ અને નારીએળના મોટા બગીચાઓ હતા. આ બગીચાઓની ખેતીમાં હજારો ગોલાઓ (સીદી ગુલામો) કામ કરતા હતા. કસ્ટમના કામ માટે એમની પાસે પચાસ હથિયારબંધ ગોલાઓ હતા. એમનો નાયક આરબ અલ મહમદ હતો. એ આધેડ ઉમરનો અનુભવી લડવૈયો હતો. શરૂઆતમાં એણે ચાંચીઆગીરી કરી હતી. ગુલામો પકડવાનો ધંધો પણ કર્યો હતો. એ સરસ નેમ લઇ બંદુક ફોડી શકતો હતો. શરીરે સુકલકડી હતો; પરંતુ એના હાડકાં પોલાદના હતા. તે ભારે કઠોર અને ખડતલ હતો.

રામને અલ મહમદની સોબત ગમી. એણે એની પાસે વધારે સમય ગાળવા માંડયો. અલ મહમદ ઘણો વખત કસ્ટમ ઑફિસમાં ગાળતો હતો. ત્યાં એને જકાતી માલના ગોદાઉનો ઉપર ગુલામોની ચોકી ગોઠવવાની હતી. લધાભાએ રામને પેઢીના કામમાં પલોટાઇ જવાની લઢણવાળો જોયો નહિ, એટલે એને કસ્ટમના કામ ઉપર નિમ્યો. રામને પણ આ કામ ગમ્યું. પણ મહમદની સોબત એને બહુ જ ગમી. મહમદની સાથે બેસે, એણે ચીંધેલુ કામ કરે, એના હથિયારો તપાસે, મહમદની મહેરબાની આ અલમસ્ત છોકરા ઉપર ઉતરી. એની હથિયારો ઉપર પ્રીતિ જોઇ મહમદે એને તલવારના દાવો શીખવવા માંડયા. રામને એમાં ખૂબ રસ આવ્યો. અક્ષર સાથે તો એને વૈર હતું: પરંતુ હથિયારો સાથે ગાઢ મૈત્રી થઇ. એનું શરીર માંસળ, મજબુત અને કસરતી બનતું હતું. રાત્રે કસ્ટમની પેઢી ઉપર એ સુતો હતો. ગોલાઓ સાથે એ કુસ્તી ખેલતો હતો. મહમદ પાસેથી એ હવે બંદુકની નેમ પણ શીખ્યો. એ હવે આરબ જમાદારનો મદદનીસ બની ગયો. કસ્ટમના દોડધોડના કામમાં એ હોંશિયાર થયો.

રામે કસ્ટમમાં ત્રણ વરસો સુધી કામ કર્યું. એ હવે અઢાર ઓગણીસ વરસનો યુવાન થયો હતો. એનો ગંઠાયેલ અને મજબુત બાંધો વિકાસ પામ્યો હતો. તલવારના દાવ, ભાલા ફેંકવાની રીતો, કુસ્તીઓ કરવામાં એણે સારી પ્રવિણતા મેળવી હતી. બંદુકના નિશાન તાકવામાં પણ એણે ઘણી કાબેલીઅત મેળવી હતી. મજબુત અને રાક્ષસ જેવડા કદવાળા સીદીઓ સાથે એ કુસ્તીઓ કરતો. ઘણી વખત હારતો ત્યારે કોઇ વખત જીતી પણ જતો. દાણચોરી કરનારાઓની પાછળ એ મહમદ અને એના ગોલાઓની સાથે જઈ એમને પકડતો હતો. કસ્ટમના ગોદાઉનોમાં દાગીના ગણવાનું કામ, ગોઠવવાનું કામ, એને આવડી ગયું હતું. એને છેવટે ગોદાઉનોમાં માલની નોંધ રાખવાનું કામ પણ આવડી ગયું. બહારનું કામ એ શીખ્યો. એમાં એને રસ લાગ્યો. એ બહારના કસ્ટમના કામમાં એટલી લાયકાત મેળવી શકયો કે એના કામની કદર કરીને લધાભાએ એને મદદનીસ કસ્ટમ અધિકારી તરીકે નિમ્યો. એ કસ્ટમની આંટી-ઘુંટીઓમાં જાણીતો થયો. વેપારીઓને ઓળખતો થયો. માલની જાતો, એના ઉપર લેવાની જકાતો, એના વેચાણની રીતોમાં એ પાવરધો થયો.

દારેસલામમાં જેરામ શીવજીની કસ્ટમની પેઢી હતી. આ પેઢીનો મુનીમ દેશ ગયો. લધાભાએ રામજીની લાયકાતની કદર કરીને આ જોખમકારક સ્થાન ઉપર એની ૨૧ વરસની ઉમરે નિમણુંક કરી. સાથે હિસાબી કામમાં પાકો મદદનીસ મોકલ્યો. દારેસલામની પેઢી ત્યાંના વાલીની ઑફિસમાં જ હતી એ સ્થળે ઘણા આરબ જમાદારો હતા. રામજી એઓમાં મળી ગયો. યુવાન, નિરંકુશ, સાહસિક, શસ્ત્રપ્રિય, સશકત યુવક આરબોની સોબતમાં મહાલતો હતો. એમની સંગે કાવો પીતાં એ શીખ્યો. એના સૌથી મોટા સેનાધ્યક્ષ યુસુફ બીન આલી સાથે એણે દોસ્તી બાંધી. એ એની સાથે દાણચોરોને પકડવા જતો. ત્યાં એ દાણચોરીની સાથે યુદ્ધ કરવામાં પણ મોખરે

રહેતો હતો. એને દારેસલામમમાં નવું વ્યસન વળગ્યું. એ શિકારનો શોખીન બન્યો. વાલી ( ગવર્નર ), સેનાધ્યક્ષ અને બીજા જમાદારો દરવર્ષે સિંહના શિકાર માટે મોટા રસાલા સાથે નીકળતા હતા. એમાં રામજી પણ આગળ પડતો ભાગ લેતો હતો. એની નેમ લેવાની શક્તિનો ખૂબ વિકાસ થયો હતો. એનો બંદુકનો બાર કોઇ દિવસે વ્યર્થ જતો નહિ.

રામજી નાના શિકારો કરતો નહિ. એને નિર્દોષ પ્રાણીઓને બંદુકની ગોળીનો ભોગ બનાવવા માટે તિરસ્કાર હતો; પરંતુ એ સિંહના શિકારનો ભારે શોખીન હતો. ચિત્તા, હાથી, ગેંડા, પાડાઓના જોખમકારક અને ભયજનક શિકારોમાં એ ભારે ઉત્સાહથી ભાગ લેતો. લધાભા પાસે ત્યાંના હિંદુ અને વૈષ્ણવ મહેતાઓએ રામજી વિરૂદ્ધ ફરિયાદ કરી. એ આરબોના સંગમાં કાવો પીએ છે. શિકારે જાય છે, મરેલા પ્રાણીઓનો સ્પર્શ કરી સ્નાન કરતો નથી એવા ઘણા આરોપો એના ઉપર મુકાતા હતા. પણ લધાભા સાગર મનના માણસ હતા. એઓ આ ફરિયાદોને હસી કાઢતા હતા.

રામજીની હિંમત અને શિકારની ટેવ વિકાસતી હતી તે સાથે એનો યુદ્ધ ઉત્સાહનો પાયો પણ નંખાતો હતો. એ શરૂઆતમાં માત્ર દાણચોરો સાથે યુદ્ધની ઝપાઝપીઓમાં ઉતરતો હતો. એને યુદ્ધ કરવાની પદ્ધતિ અને રીતભાતનો અનુભવ મળતો હતો. એક હબસી સુલતાન સામે દારેસલામના વાલી ( ગવર્નર )એ આક્રમણ શરૂ કર્યું. ક્રસ્ટમની ઠંડી મોસમ હોવાથી રામજીએ પણ તેમાં અગ્રગણ્ય ભાગ લીધો હતો. એના હાથ નીચેના પચાસ હથિયારબંધ ગુલામો સાથે એ મોખરે રહીને સીદી સુલતાનના ગામડાની કિલ્લેબંધી તોડીને એણે પ્રથમ પ્રવેશ કર્યો હતો. એ ઘાયલ થયો હતો છતાં એણે સીદી સુલતાનના અંગરક્ષકને મારી એને કેદ કર્યો હતો. એનું શૌર્ય જોઇ

વાલીએ એને સાબાશી આપી, એક ઊંચી તલવાર ભેટ આપી. જંગબારમાં સુલતાનને એની પ્રશંસા લખી હતી.

રામજીને કસ્ટમમાં ઝાઝું કામ નહોતું. દાણચોરીવાળા ઘણાખરા પકડાઇ જવાથી સહેજ સ્વભાવે કામ ચાલતું હતું. એમાં ઝાઝી દખલગીરી નહોતી. આથી રામજી ઘણી વખત એકલો શિકારે નીકળી પડતો હતો. એના હૃદયમાં ભય નહોતો, એના હાથમાં કૌવત, હથિયારોમાં નિપુણતા, સારી નેમ લેવાની આવડત, અને સાહસ તથા શૌર્ય હતાં. આથી એ હાથી જેવા બળવાન પ્રાણિયોના શિકારો કરવાની શક્તિ અને સાહસ કેળવી શક્યો હતો. એની દૃષ્ટિ ચોકખી હતી. જંગલના રસ્તાઓ, કેડીઓથી એ વાકેફ હતો. શિકારના પ્રાણીઓની ટેવો એ જાણતો હતો. પ્રાણીઓના પગોના ચિહ્નોથી એ પ્રાણીઓને ઓળખી શકતો હતો. પવન અનુકૂળ દિશામાં હોય તો બે માઇલોના છેડા સુધી પ્રાણીઓ મનુષ્યોની સુગંધ ઓળખી શકે છે તેનો શિકાર માટે યોગ્ય ઉપયોગ કરવાની એને ટેવ હતી. ઝાડોની પાછળ લપાઇ, કયાંક પેટે ચાલી, કયાંક ઝાડ ઉપર ચડી ધીરજથી વાટ જોઇ શિકાર કરવાની ટેવ એણે પાડી હતી. એ માંસભક્ષક નહોતો. માત્ર હિંસક પ્રાણીઓનો શિકાર કરતો હતો. એ સરસ ઘોડેસ્વાર હતો. હથિયારોના ઝણઝણાટથી એનામાં જાગૃતિ આવતી હતી.

જંગબારમાં સૈયદ સૈયદ સુલતાનનો પુત્ર સૈયદ માજીદ ઈ. સ. ૧૮૫૬ થી ૧૮૭૦ સુધી રાજ્યગાદી ઉપર હતો. સુલતાન સૈયદ સૈયદે પૂર્વ આફ્રિકામાં મોટી સલ્તનત સ્થાપી હતી. સૈયદ માજીદ શોખીન, લ્હેરી, મોજીલો, નાજુક તબીઅતનો શિકાર શોખીન સુલતાન હતો. જંગબાર કરતાં એને દારેસલામનાં હવા પાણી અનુકુળ આવતાં હતાં. ત્યાં એમણે મોટો મહેલ બંધાવ્યો હતો. મહેલમાંથી એ સુલતાન મોટા રસાલા સાથે શિકાર માટે નીકળી પડતો હતો. દારેસલામની આસપાસના જંગલમાં સિંહો, જંગલી પાડાઓ, જીરાફો, ગેંડાઓનો

શિકાર સુલતાન કરતો હતો. એની બંદુકની નેમ સરસ હતી. ભાલા મારવાની કળાનો એ ગ્નાતા હતા. એની ઘોડેસ્વારી પણ સરસ હતી. જંગબારમાં બિમારી ભોગવતો સુલતાન દારેસલામમાં તાજો થઈ જતો હતો.

સુલતાન પોતાના રસાલાને લઈને શિકારે નીકળ્યો હતો. એણે એક મોટા ૧૮ ફીટ ઊંચા જીરાફને વૃક્ષના નીલા નીલા કુપરો એની ટોચ ઉપર ચરતો દીઠો. જીરાફને એક માઇલ દૂરથી પોતાના શત્રુ મનુષ્યની સુગંધ આવી. એણે કાન ઉંચા કર્યા, એણે હવાને ફરી સુંઘી. એ ચરવું છોડીને ભાગ્યો. સુલતાને પોતાના ઝટપટ સફેદ ઘોડાને જીરાફની પાછળ મારી મુકયો. એના સરદારોના ઘોડાઓ કરતાં સુલતાનનો ઘોડો ભારે વેગવાન હતો. એ સૌને પાછળ મુકીને એકલો ધસ્યો. માઈલોના માઇલો પસાર થયા. સુલતાનની નજર દોડતા જીરાફની પાછળ મંડાઈ હતી. ગાઢ વન આવ્યું, વૃક્ષો અને વેલાઓનાં અંતરાયો આવવા લાગ્યાં. જીરાફ તેમાં અંતર્ધ્યાન થઇ ગયું. સુલતાન નિરાશ થયો. સુલતાને હાંફતા ઘોડાને પાછો વાળ્યો.

સુલતાનની નજર ઓચિંતા પર્વતની તળેટી નીચે એક મોટા વૃક્ષ ઉપર પડી. ત્યાં છાયામાં એક સિંહ અને સિંહણ સુતા પડયા હતા. રાત્રે શિકાર માટે ભટકી શિકાર શોધી તૃપ્ત થઈને બન્ને ઘોરતા હતા. સુલતાન આવો મોકો જવા દે તેમ નહોતું. શિકારીને શિકારના લોભે ભયંકર ભયનો સામનો કરતાં શીખવ્યું. એણે ઘોડાને ઉભો રાખ્યો. પોતાની અંગ્રેજી રાઇફલ કાઢી એણે સિંહની આંખની ભ્રકુટી ઉપર બરાબર તાકીને ફોડી. સડસડાટ કરતાં ગોળી દોડીને સુસવાટ કરતી સિંહના મર્મસ્થળમાં વાગી. ભયંકર ચિત્કાર કરી સિંહ તરત જ મરણ પામ્યો. સિંહણ જાગી ઉઠી. એણે પોતાના સાથીને મરેલો દીઠો. સિંહણે પોતાના શત્રુને જોયો. એણે એકદમ ઝનુની બનીને તરાપ મારવા તૈયારી કરી. સુલતાને ગોળી છોડી અને સિંહણે તરાપ

મારી. ગોળી લક્ષ્યને લાગી નહિ. નિષ્ફળ ગઇ. સિંહણે ઘોડાની પીઠ ઉપર પોતાના સર્વ જોસથી પંજાનો થાપો માર્યો. શેર માંસનો મોટો લોચો એણે ઉખેડી લીધો. એ ઉમદા પ્રાણી નીચે મરણતુલ્ય ઘાયલ થઇ પડયું. પડતા સુલતાન કૂદી શકયો નહિ. એનો જમણો પગ ઘોડા નીચે આવી ગયો.

સુલતાનની રાઇફલની બન્ને નળીઓ ખાલી હતી. નવી ગોળી મુકવાને સમય એને મળ્યો નહિ. એને કોઇ પળે સિંહણનો પંજો પોતાના ઉપર પડવાની સ્થિતિમાં જોયો. સુલતાન મરવાની વાટ જોતો આંખો મીંચી ગયો. એનો પગ ઘોડા નીચે દબાયલો હતો. એટલામાં ઓચિંતો અકસ્માત બન્યો. સિંહણે બીજો ઘાવ પણ અર્ધ ઘાયલ ઘોડા ઉપર કર્યો. પછી દબાયલા સ્વાર તરફ એની લાલ ઝનુની આંખો ફરી. એ તરાપ મારવા એક ડગલું પાછી હઠી. કોઇક અજાણ્યે સ્થળેથી ગોળી ફુટી. તેનો પડઘો વાતાવરણને ગજાવી રહ્યો. સુલતાને આંખ ઉઘાડી જોયું. સામે એક યુવકની બંદુકમાંથી ધુમાડો નીકળતો હતો. સિંહણ મરણ શરણ થયેલી પડેલી એણે જોઈ.

"કોણ રામ ?" સુલતાને યુવકને ઓળખ્યો. એ જંગબારની કસ્ટમમાં સુલતાનની નજરે દાણચોરોને પકડવા માટે ચડયો હતો.

"હા નામવર સુલતાન સાહેબ, હું રામ છું."

"મારો પગ ઘોડા નીચે આવી ગયો છે તે કાઢ."

રામ નજદિક આવ્યો. એણે પોતાનું સમગ્ર બળ ભેગું કરી મરેલા ઘોડાના શરીરને દૂર કર્યું. સુલતાન ઉઠવા ગયો. પરંતુ એ પીડાથી ચિત્કાર કરી ફરી નીચે પડી ગયો. પગ ઘોડાના ભારથી દબાઈ ગયો તેમાં હાડકાને સખ્ત ઇજા થઇ હતી. રામજી એ સમજી ગયો. એણે જંગલના વેલાઓ કાપીને પોતાની પીઠ પાછળ બેસવા જેવો આધાર બનાવ્યો. તેના ઉપર ધીમેથી સુલતાનને બેસાડયો. રામે હળવા વજનના સુલતાનને પીઠ પર લઈ ધીમેધીમે ચાલવાનું

શરૂ કર્યું. વનના રસ્તાનો એ જાણકાર હતો. એ પણ શિકારની શોધમાં નીકળ્યો હતો. એ સિંહ–સિંહણના પગલાઓ જોઇ એમને શોધવા નીકળ્યો હતો. વનના ઘીચ ભાગમાં પગલાં જતાં હતાં. એટલે એણે પોતાના ઘોડાને એક વૃક્ષ સાથે બાંધી પગપાળો સિંહના પગલા પાછળ ઘીચ વનમાં ધુરયો હતો. ત્યાં સુલતાન સાથે એનો ભેટો થયો હતો.

જંગલમાંની ઘીચ ઝાડીમાંથી એ એકાદ માઇલ સુધી સુલતાનને પીઠ ઉપર બેસાડી હાંફતો હાંફતો બહાર લાવ્યો. ઘીચ ઝાડીમાંથી એક માઇલ બહાર નીકળતા એને ખાસો દોઢ કલાક લાગ્યો હતો એણે ઘોડા પાસે આવીને સુલતાનને ઘોડા ઉપર બેસાડયો. પાસેના ઝરામાંથી પાણી ભરીને સુલતાનને પીવરાવ્યું. સુલતાનના પગને આધાર આપી એણે ઘોડાને ધીમેધીમે આગળ દોર્યો. થોડા માઇલના પ્રવાસ પછી સુલતાનનો રસાલો એમને મળ્યો. સુલતાનને તેડી સૌ દારેસલામના મહેલમાં પહોંચ્યા. તે દિવસથી રામજી ઉપર સુલતાનની મહેરબાની ઉતરી. એને લધાભાને લખીને સુલતાને પોતાના અંગરક્ષક તરીકે નિમ્યો. એને એક હજાર ગુલામ સૈન્યની સરદારી આપી. દારેસલામના જંગલની વસ્તુઓનો ઇજારો આપ્યો. રામજીને આમાંથી ઘણી સારી આવક થતી હતી.

રામજી લડાયક પ્રકૃતિનો માણસ હતો. એને વહેપાર કરતાં યુદ્ધનો વધારે નાદ લાગ્યો હતો. દારેસલામની આસપાસના પ્રદેશોમાં હબસીઓના ગામડાઓ હતા. એઓ સર્વે સ્વતંત્ર નાના રાજ્યો હતા. પરસ્પર આ હબસી સુલતાનોને ભારે વિખવાદ થતો. પરસ્પર વારંવાર ઝપાઝપીઓ ચાલતી હતી. ક્યારેક નાના યુદ્ધો પણ થતા હતા. કુસંપને લીધે કોઇ બળવાન થઇ શકતું નહોતું. પરસ્પર આક્રમણો ચાલતા હતા. સુલતાન્ સૈયદ માજીદને પણ આ હબસી સુલતાનો તકલીફ આપતા હતા. સુલતાનના ચોકીઆતોને મારી નાંખતા હતા.

સુલતાનના વહેપારી કાફલાઓ ઉપર પણ લાગ આવ્યે ત્રુટી પડતા હતા. સુલતાનની સરહદમાં પ્રવેશ કરીને એની હદના ગામડાઓ લુંટતા હતા. એની વસતિના હબસીઓને પકડી જતા હતા. સુલતાનની હદની અંદર હાથીઓનો શિકાર કરીને હાથીદાંત લઈ જતા હતા. સુલતાનના એક આરબ સોદાગરના હબસી ગુલામોથી ભરેલા વહાણ ઉપર ત્રુટી પડી એમની હોડીઓને લુટયું હતું. બીજી વખત મક્કા હજ કરવા જતાં લુટયું હતું. એમનો મોટો સીદી સુલતાન હદીમો કરીને હતો. એની પાસે બે હજાર હબસીઓની ફોજ હતી. એકસો ગામડાં હતાં. એ ભારે અભિમાની અને લડાયક હતો. એની હોડીઓ સમુદ્રના વહેપારને પણ ભારે રંજાડ કરતી હતી.

સુલતાન સૈયદ માજીદે એ સીદી સુલતાનને સમજાવવા માટે માણસો મુક્યા. પરંતુ એ સીદી સમજ્યો નહિ. આથી એને જીતી લેવાની જરૂર પડી. ઘોર જંગલમાં એનો વાસ હતો. એ જંગલમાં ભયંકર હિંસક પ્રાણીઓ વસતા હતા. એમાંથી માર્ગ શોધવાનું કામ ઘણું મુશ્કેલ હતું. હબસીઓએ પોતાના ગામની આસપાસ ભારે ઘીચ વાંસની ઝાડી ઉગાડી એમાંથી પ્રવેશ ખૂબ કઠીન બનાવ્યો હતો. સુલતાને આ બદમાસ સીદીઓને ઠેકાણે લાવવા અને નમાવવા માટે પોતાના માતીલા જમાદાર સાદને નીમ્યો. એને ફોજ આપીને લડવા મુકયો. પરંતુ ગાઢ જંગલમાં એ રસ્તો ભૂલ્યો. સીદીઓએ વૃક્ષો ઉપર ચડીને તીરો મારીને એ જમાદારના સૈન્યને ભારે કનડયા હતા. એના ઉપર છાપા માર્યા. ખાધાખોરાકીની વણજારોને પણ લુંટવા માંડી. આથી જમાદાર ડરીને પાછો હઠયો. એની પીઠ પાછળ અને બંને બાજુઓએ સીદીઓએ હલ્લા કરવા માંડયા. સીદીઓ સામા ચડી યુદ્ધ કરતા નહોતા; પરંતુ અંધારી રાત્રિના હુમલાઓ કરી સુલતાનના સૈન્યનો સંહાર કરતા હતા. દિવસે પણ ઝાડો ઉપર ચડીને તીરો ફેંકીને ઘણાં માણસોને ઘાયલ

કરતા હતા. રસ્તામાંના પાણીના ઝરાઓમાં ઝેર મેળવતા હતા. સુલતાનનું સૈન્ય આ ચાલુ રંજાડથી હેરાન હેરાન થઇ ગયું.

સુલતાનના સૈન્યને હવે બીજી આફતો નડી. ભારે જોસથી વરસાદ થયો. જંગલમાં પાણી ફરી વળ્યાં. એમાં ઝેરી તાવ ફેલાયો. લગભગ અર્ધું સૈન્ય આ તાવના ઉપદ્રવમાં સપડાયું. હબસીઓની રંજાડ અને ઉપદ્રવો તો ચાલુ હતા. તાવમાં મરેલા સૈનિકોને માટે યોગ્ય ચિકિત્સા નહોતી. સુલતાન સૈયદ માજીદના સૈન્યો સાથે ડૉકટરો અથવા પરિચારીકાઓ નહોતા. દવાઓ પણ નહોતી. મેલેરીઆમાં સુલતાનનું સૈન્ય ફસાયું. સીદીઓના તીરો કરતાં મોટી સંખ્યાનું સૈન્ય આ તાવની બિમારીમાં ખલાસ થયું. સુલતાને બીજું સૈન્ય મોકલીને પોતાના ફસાયલા સૈન્યના બચેલા ભાગને બચાવી લીધું. જંગલની હવા મુકવાથી સૈનિકોની તબીયત પણ સુધરવા લાગી.

"નામદાર સુલતાન સાહેબ, આપની પરવાનગી હોય તો બદમાસ હદીમોને હું પકડી લાવું." રામજીએ અરજ કરી.

"એ કામ બહુ કઠીન છે રામ, મારા જમાદાર અબ્દુલ અઝીઝ જેવા અનુભવીને પણ એમાં અપયશ મળ્યો. હવે કોને મોકલવો તે હું વિમાસણમાં છું."

"નામદાર સુલતાન સાહેબને મારી નમ્ર અરજ છે કે, હું સીદીનો વેશ લઇ આ વનના બધા ખાનગી માર્ગોને જોઈ તપાસી અવલોકી આવ્યો છું. હદીમોના ગામની કિલ્લેબંધી પણ જોઈ આવ્યો છું. કયાંથી આક્રમણ કરવું તે પણ જાણું છું. મને એકહજારનું સૈન્ય આપો. હું એ કામ આપના સંતોષ વચ્ચે પુરૂં કરીશ. હમણાં હવે સુકી મોસમ શરૂ થઇ છે. એટલે આપણને સગવડ મળશે. મેં આક્રમણનો બીજો રસ્તો પણ શોધી કાઢયો છે."

"એ રસ્તો કયો છે? મને કહો."

"અહીંથી પચીસ માઇલ દૂર એક નાનું બંદર છે. એ ઠેકાણે વહાણોથી સૈનિકોને મોકલાવી શકાશે. એ આપણા જ રાજ્યમાં છે.

ત્યાંથી આપણાં સૈન્યને હકીમોના ગામ ઉપર આક્રમણ કરતાં ઘણી મુશ્કેલીઓ પડશે નહિ. એ માર્ગે જંગલ પણ ગાઢ નથી. તેમ સાગર માર્ગે સૈન્યને ખોરાકી અને દારૂગોળો પણ જલદી મોકલી શકાશે."

"મને એ માર્ગ બતાવ. આવતી કાલે મારી નાની સ્ટીમરમાં હું એ બંદરે ઉતરીશ. ત્યાંથી આપણને એ માર્ગ વિષે વધારે માહીતી મળશે."

"ઘણી ખુશીથી, પણ આપ નામદારે એ વાત છાની રાખવાની જરૂર છે. આપ વિશ્વાસુ થોડા અધિકારીઓ સાથે રાખજો. એટલે એ વાત શત્રુઓ સુધી પહોંચે નહિ. શત્રુઓ આ માર્ગથી ભયની વકી રાખતા નથી."

સુલતાને આ માર્ગ જોયો. એને એ પસંદ આવ્યો. વહાણોની સગવડ કરવામાં આવી હતી. ખોરાક અને દારૂગોળા તથા હથિયારોની સગવડ થઈ. એક હજાર માણસોનું સૈન્ય પણ વહાણો મારફતે રામજીની સરદારી નીચે મુકવાની યોજના અમલમાં મુકાઈ. રામજીએ એક હજાર સીદીઓના સૈન્ય સાથે આ માર્ગે કૂચ કરી. રામજીએ અગમચેતી વાપરીને જાસુસોને અને નાની ટુકડીઓને આગળ મુકી જુદા જુદા શત્રુના ગામડાઓનો કબજો લઈ લીધો. રામજી બહુ જોસથી આગળ વધ્યો. એણે પોતાની કૂચને માટે કાચો માર્ગ બનાવવાની પણ સગવડ કરી. એ રીતે એ જ્યારે શત્રુ સુલતાનના ગામ નજદિક પહોંચ્યો ત્યારે જ શત્રુને એના આવવાની ખબર સીદી સુલતાનને પડી.

સીદી સુલતાન હિમત હાર્યો નહિ. એણે પોતાના ગામની આસપાસ ત્રેવડી વાડ બનાવી હતી. એના બચાવ માટે ચુનંદા તીર મારનારા રાખ્યા હતા. પોતે પોતાનું સૈન્ય બહાર લઈ જંગલમાંથી આરબ સુલતાનના સૈન્ય ઉપર છાપા મારવાના પ્રયત્નો શરૂ કરી દીધા. ઝપાઝપીઓ શરૂ થઈ ગઈ. રામજીએ સુલતાનના સૈન્યના ચુનંદા

લડવૈયાઓ સાથે ગામની બચાવની થુવરની કાંટાળી વાડો તોડવા પ્રયત્નો કર્યા. એને પાછું હઠવું પડયું. સીદીઓ બહુ જોસથી લડતા હતા. રામજીએ કાચો રસ્તો બનાવી રાખવાનું ડહાપણ વાપર્યું હતું. આથી ત્રણ નાની તોપો તરત સુલતાને મોકલી દીધી. એ તોપોની મદદથી વાડોને ઉડાવી ગામ કબજે કરી લેવાયું. રામજીએ ત્યાં પોતાનો મુકામ રાખ્યો.

સીદી સુલતાન બહાર જંગલોમાં રહીને છાપા મારવાના યુદ્ધો કરતો હતો. રામજીએ જાસુસો મોટી સંખ્યામાં રોકયા હતા. આ જાસુસોએ સીદી સુલતાનના સૈન્યોની હીલચાલો અને એમના હલન-ચલન વિષે ઘણી માહીતી રામજીને પહોંચાડી. રામજી અંધારી રાત્રીના એમના ઉપર હલ્લા લઇ જતો હતો. એ રીતે છેવટે એણે સીદીઓના સૈન્યના મુખ્ય ધાડાનો નાશ કરી નાંખ્યો. હદીમો પણ છેવટે પકડાયો. એનો મુલક સુલતાન સૈયદ માજીદે ખાલસા કર્યો. રામજીને મોટો યશ મળ્યો.

રામજીએ નાના નાના ઘણા સીદી સુલતાનોને વશ કર્યા. એણે મોટો પ્રદેશ સુલતાનને જીતી આપ્યો. સુલતાનની એના ઉપર ઘણી પ્રીતિ થઈ. એને નવાજી દીધો. રામજી મોટો ધનવાન થઇ પડયો. એણે જંગબારમાં મોટી લાગવગ જમાવી હતી. સુલતાન સૈયદ માજીદ ૧૮૭૦માં મરણ પામ્યા ત્યારે એ મોટો સેનાધ્યક્ષ હતો. સૈયદ બરગશના સમયમાં એની લાગવગ ખલાસ થઇ જણાય છે. એના વિષે કાંઇ ખબર પાછળથી મળ્યા નથી. એના વંશવારસોમાં પણ કોઇ જીવતું નથી. એટલે એની પાછળની કારકિર્દી સંબંધી કાંઈ જણાયું નથી.

## સર જમશેદજી

### ૧

સર જમશેદજીએ રૂ. ૧૨૦ ની પૂંજી ઉપર પોતાનો વેપાર શરૂ કર્યો હતો. ઉછીતી લીધેલી મુડી પણ એમણે પ્રતિકૂળ સંયોગોને લીધે ખોઇ હતી. અનહદ મુશ્કેલીઓ, હાડમારીઓ, દુઃખો એમણે ભોગવ્યાં હતાં. પરન્તુ ઈ. સ. ૧૮૦૭થી એમનાં સંકટોનો અંત આવ્યો. તેઓ મુંબઇમાં આવીને વેપાર કરવા લાગ્યા. તેમનો વેપાર મદ્રાસ, કલકત્તા, કોલંબો, પીનાંગ, સીંગાપુર, સીયામ, સુમાત્રા, ચીન અને ઇંગ્લાંડનાં બંદરો ખાતે વિકાસ પામ્યો હતો. તેમનો મુખ્ય વેપાર અફીણ અને કપાસનો હતો. પાછળથી તેઓ મોટા વહાણવટી થયા હતા. સને ૧૮૧૪માં એમણે પહેલું વહાણ ' ગુડ સકસેસ ' ખરીદ્યું હતું. પછી એમણે બીજાં વહાણો બહેરામગોર, બોમ્બે કેસ્ટલ, શાહબેટ, ફોર્ટ વિલીઅમ, માર, એનાનીમા અને બાનરિક ખરીદ્યાં હતાં. આ ઉપરાંત બીજાં ચાર પાંચ વહાણો એઓએ ચાર્ટર લીધાં હતાં. ચીનનાં બંદરોમાં જ જાઆવ કરતાં નાનાં વહાણો પણ એમણે નોલ ઉપર રાખ્યાં હતાં. એઓ કુલ ત્રીશેક વહાણોનો મોટો કાફલો ધરાવતા હતા.

સર જમશેદજી જીજીભાઇની કંપનીમાં શરૂઆતમાં ત્રણ ભાગીદારો હતાઃ—૧. શેઠ મોતીચંદ અમીચંદ, ૨. પોતે અને ૩.

કોંકણી વેપારી શેઠ મોહમદઅલી રોગે. આ ત્રણેય મૂળ પ્રામાણિક હોવાથી પૈસા અને આબરૂ સારી રીતે મેળવવા શક્તિમાન થયા. પાછળથી ખાનગી વેપાર કરવા બાબતમાં સર જમશેદજી સાથે શેઠ મોતીશાને મતભેદ થતાં એઓ અને શેઠ મહમદઅલી રોગે છૂટા થઈ ગયા હતા. શેઠ મોતીશા ૩૫ લાખ રૂપિયા લઇને સર જમશેદજીથી જૂદા થયા. પરંતુ પાછળથી એમના વારસે મળેલી એ રકમ ગુમાવી હતી. સર જમશેદજીએ શેઠ મોતીશાની મિત્રતા અને યાદગીરી જાળવવા રૂ. ૩૦,૦૦૦)ની રકમ પાંજરાપોળમાં આપી હતી.

ઇ. સ. ૧૮૨૧ માં સર જમશેદજીએ મોટું સાહસ ખેડી, ચીનથી આવતો સર્વે માલ એકહથ્થુ કર્યો હતો. રેશમ, ચાહ, ચીની કાચ, આ સર્વ માલ એમણે લોકોની સહાયતાથી એકહથ્થુ લઇને મનગમતા ભાવો લીધા હતા. આથી એમની પૂંજી બેવડી થઇ ગઈ હતી. સર જમશેદજી આંટના સાચા હતા. બેન્કો તેમનો ખૂબ વિચાર કરતી હતી. એઓ વેપારમાં જાતિ કે જ્ઞાતિભેદ માનતા નહોતા. ઘણા વેપારીઓને મદદ કરવાને એઓ ચૂકયા નહોતા. આથી એમની લોકપ્રિયતામાં ભારે વધારો થયો હતો. કોઇ પણ વેપારી સર જમશેદજી પાસે મુશ્કેલીઓ લઇને આવતો, તો એમની વાત આ ઉમરાવ દિલનો શાહસોદાગર ધીરજથી સાંભળી, એમને યોગ્ય સલાહ, દોરવણી અને આર્થિક મદદ આપવામાં કદિ પછાત પડતા નહીં. એ દયાસાગરના મનમાં દયાનો અખૂટ સાગર હતો. આપવું, એ એનો સ્વાભાવિક ધર્મ હતો.

સર જમશેદજી હવે આધેડ ઉમ્મરના થયા હતા. એમની પાસે હવે ૨૫–૩૦ લાખની મુડી થઈ હતી. એમણે હવે સારા ભાગીદાર શોધવા માંડયા. પોતે જાહેરજનતાનું કામ હવે વિશેષ પ્રમાણમાં કરતા હતા. વેપારીઓની વચ્ચે પડી, પતાવટો કરવામાં એમનો સમય ઘણો જતો હતો. વધતા જતા વેપારને પહોંચી વળવાને માટે એઓને

સમય પૂરતો મળતો નહોતો. આથી એમણે સને ૧૮૩૫માં પોતાના વડા પુત્ર ખરશેદજીને ભાગીદાર તરીકે પોતાની પેઢીમાં લીધા. તે ઉપરાંત શેઠ ફરદુનજી સોરાબજી પારેખને પોતાના ભાગીદાર તરીકે એ જ સાલમાં લીધા. એ કંપનીનું નામ હવે શેઠ જમશેદજી જીજીભાઇ એન્ડ સન્સના નામથી ચાલવા લાગ્યું. કંપનીનું કામ હવે વધારે મોટા પાયા ઉપર ચાલ્યું.

એઓ ભાગીદાર બહુ જ ખ્યાલ પછી પસંદ કરતા હતા. શેઠ ફરદુનજીના પિતા સોરાબજી બરજોરજી ચીનના અનુભવી વેપારી હતા. એક તકરારી વિષયમાં એ ગૃહસ્થના ઉપર એની પેઢી અને બીજી પેઢીએ સવાલનો નિર્ણય છોડયો. આ ગૃહસ્થની સચ્ચાઈ તરફ ખેંચાઇ એમણે પોતાની પેઢી વિરૂદ્ધ સાચી વાત જણાવી. એની સત્યપ્રિયતાની કદરમાં સર જમશેદજીએ એને પોતાની પેઢીમાં દાખલ કર્યા. એને સર જમશેદજી પુત્રની પેઠે ચાહતા હતા.

સર જમશેદજી કેટલા સાહસિક હતા તે આથી જણાશે કે સને ૧૮૩૯–૪૦માં ચીન અને અંગ્રેજો વચ્ચે અફીણની બાબતમાં મહાયુદ્ધ જાગ્યું. અંગ્રેજોએ ચીનના શહેનશાહની વિનંતી નાકબુલ કરી, ચીનમાં અફીણ જોરાવરીથી મોકલ્યું. ચીનના સત્તાવાળાઓએ આ અફીણનો નાશ કરી નાંખ્યો. આથી ચીના અને અંગ્રેજો વચ્ચે મહાયુદ્ધ જાગ્યું. એમાં ચીન પાછળથી હાર્યું. આ સમયે સર જમશેદજીની પેઢીએ જેટલાં મળ્યાં એટલાં વહાણો ભરી ભરીને અફીણ અને કપાસ ચીન ખાતે કરોડોની કિંમતનાં ચઢાવ્યાં. એ માલ લઢાઇ પહેલાં ચીનની અંદર ચાલ્યો ગયો. તે ભારે મોટા નફા સાથે વેચાણો. તેમાં એમને એક કરોડ રૂપિયા નફો મળ્યો. પાછળથી યુદ્ધમાંથી ચીન હારતાં એમના ગળામાં મોટી કિંમતનો માલ મોંઘા ભાવનો રહી ગયો. છતાં છેવટે અર્ધો નફો તો એમના હાથમાં રહ્યો જ. એમની કંપની ચાલુ મોટા વેપાર કરતી હતી. નફા–

નુકશાન મોટે પાયે થતાં હતાં, છેવટે દિવાળીએ હિસાબ મંડાતાં નફો રહેતો હતો. ઇ. સ. ૧૮૦૧ થી સને ૧૮૪૦ સુધીનાં ૪૦ વરસોમાં ખરચ ખૂંટણ કાઢતાં એમણે બે કરોડ રૂપિયાનો નફો કાઢયો હતો. દર વરસે પાંચ લાખ રૂપિયા ચોકખો નફો ગણત્રીમાં અત્યારે પણ ખૂબ સરસ ગણાય. અંગ્રેજી કે દેશી કોઇ વેપારીઓ આવડો મોટો ચાલુ નફો કરતા નહોતા. આથી સર જમશેદજીની પેઢી આખા હિન્દમાં મોટા વેપાર અને મોટા નફા મેળવવામાં અગ્રગણ્ય જ નહીં, પણ પ્રથમ નંબરે હતી.

સને ૧૯૪૪ માં સર જમશેદજીએ પોતાના બીજા પુત્ર રૂસ્તમજીને કંપનીમાં ભાગીદાર બનાવ્યા. કંપનીનો વિકાસ હવે વિશાળ પાયે હતો. હજી કંપનીના મોટા વેપારની ચાવી સર જમશેદજીના હાથમાં હતી. પોતે કયો અને કેટલો વેપાર કયા દેશાવરનો કરવો તેનો નક્કી નિર્ણય જણાવતા. એટલે એમના ભાગીદારો તે નીતિ પ્રમાણે માલ ખરીદી, પરદેશખાતે ચઢાવતા હતા. માલ વેચવાનો સમય પણ સર જમશેદજી નક્કી કરતા હતા. મૂળ સિદ્ધાન્તો સર જમશેદજી નક્કી કરતા. એ નીતિનું પાલન કરવાનું કામ એના ભાગીદારોનું હતું. સને ૧૮૫૦ માં એમણે પોતાના નાના પુત્ર શેઠ સોરાબજીને તે પેઢીમાં ભાગીદર બનાવ્યા. દરેક છોકરો મોજશોખ મૂકી, પેઢીનાં કામ શીખી, પૂરે લક્ષ આપે, એટલે એને ભાગીદાર બનાવવાની આજ્ઞા આપતા હતા. કસ્યા વગર કોઇને વધારવો નહીં, એ એમનું સૂત્ર હતું પાકટ થયા વગર આગળ વધાય નહીં, એ એમની સમજ હતી.

સર જમશેદજીએ વેપારી ધોરણનાં કેટલાંક સૂત્રો બાંધ્યાં હતાં. તેઓ તેનો અમલ બરાબર કરાવતા હતા. એક, તેઓ કમિશન એજન્ટનું કામ કરતા નહોતા. એમનું એવું માનવું હતું કે ઘરનો વેપાર કરનાર વેપારી જો કમિશન એજન્ટનું કામ કરી, બીજાના

માલને વેચે તો લાલચમાં લપસી પડે. સર જમશેદજી અતિ પ્રામાણિક વેપારી હતા. એમને લાલચમાં લપસવાનું પસંદ નહોતું. બીજું સૂત્ર એ હતું કે કોર્ટદરબારે ચઢવું નહીં. કોર્ટમાં બૂટ ઘસવા પડે છે અને હાડમારી ભોગવવી પડે છે તેને માટે એમના વિચાર બહુ જ દૃઢ હતા. એમણે લાખોની નુકશાની ભોગવી છે. પરન્તુ પોતાની વૃદ્ધાવસ્થામાં વાદી–પ્રતિવાદી તરીકે કોર્ટમાં એઓ ઉભા નથી. જો કોઇ વેપારી અન્યાય કરે તો કોર્ટે ન જતાં એની સાથે ભવિષ્યમાં આ કામ ન કરવું, એ એમનો સિદ્ધાન્ત હતો. એઓ સાક્ષીના પાંજરામાં કદિ પણ ઉભા રહેવાનું પસંદ કરતા નહીં.

શેઠ મહેરવાનજી તબાક એમને પ્રથમ સમજાવી, ચીન લઇ ગયા હતા. ત્યાં એમનો ભાગ્યોદય થયો હતો. પાછળથી શેઠ મહેરવાનજી તબાકને નુકશાની આવતાં તેઓને સર જમશેદજીની પેઢીમાં નોકરી કરવી પડી. સર જમશેદજીએ એમને થોડું સ્વતંત્ર કામ સોંપી, સારો મુસારો બાંધી આપ્યો હતો. પોતે શેઠ તરીકે એમને કહેતા અને પોતાના ટેબલ પાસે બોલાવતા નહીં, પરન્તુ પોતે હંમેશાં એમના ટેબલ પાસે જઇ ઉભીને વાત કરતા હતા. પોતે કરોડાધિપતિ હતા, છતાં શેઠ મહેરવાનજીને મુરબ્બી શેઠ તરીકે બોલાવતા હતા અને એ શેઠ પોતાની ટેબલ પાસે આવે તો ઊભા થઇ વાતચીત કરતા હતા. છેવટ સુધી શેઠ મહેરવાનજી તબાકનું જમશેદજીએ મુરબ્બીપણું અને માન સાચવ્યાં હતાં, 'તમારે લીધે જ મારા સારા દિવસ આવ્યા છે,' એમ નિખાલસતાથી સ્વીકારતા હતા. એઓ ગુણજ્ઞ હતા તે આથી જણાય છે.

સર જમશેદજીમાં સૌથી મોટો ગુણ એમનું પ્રામાણિકપણું હતું. એઓ વેપારી વ્યવહારમાં પૂર્ણ પ્રામાણિક, ઉદ્યોગી, ખંતીલા અને નિયમિત હતા. એઓ જેમ મોટામાં મોટા વેપારી હતા, તેમ એમનામાં સટ્ટાના શોખની પણ મોટી અસર હતી. એમની મહત્વા-

કાંક્ષા અતિ મોટી હતી, પરન્તુ કયાંયે કોઇનો એક પૈસો એમણે રાખ્યો નથી. ઘર બેઠે સૌને તેમનાં લેણાં નાણાં દૂધમાં ધોઇને પહોંચાડવાની તેમને ટેવ હતી. તેઓ વેપારની પેઠે સટ્ટો પણ વિશાળ પાયે ખેલતા હતા. પરન્તુ તેમનો સટ્ટો પ્રમાણિક અને ખુલ્લા દિલનો હતો. તેઓ તેજીમંદીનું આખું બજાર એકહાથ કરતા હતા. છેવટે તેમને કદાચ સટ્ટામાં લાભ થયો નહોતો. પરન્તુ આખુંય બજાર શેઠ પ્રેમચંદ રાયચંદની પેઠે પોતાની ટચલી આંગળીઓએ રાખવામાં એઓને ભારે મોજ આવતી હતી. જે ચીજનો સટ્ટો ઉપાડે તેનો એકહાથે જથ્થો કરી, તેના ઉપર તેજીમંદીની મોટી લેવડદેવડ કરતા હતા.

સર જમશેદજી પાછળથી વેપારી કામમાં જોઇતો સમય ફાજલ પાડી શકતા નહીં. અંગ્રેજ અને હિન્દી વેપારીઓ વચ્ચે એમની પ્રામાણિક અને વિશ્વાસપાત્ર પંચ તરીકે મોટી ખ્યાતિ હતી. એટલે ઘણાખરા વાંધા તકરારો એમની પંચાત અને ચૂકાદા માટે આવતા હતા. સરકારના અધિકારીઓ અને પ્રજા વચ્ચેની તકરારોનો પણ એઓ જ નિવેડો લાવતા હતા. દેશી રાજ્યો અને સરકાર વચ્ચેની તકરારોમાં પણ સર જમશેદજી પોતાની લાગવગનો રૂડો ઉપયોગ કરતા હતા. દેશી રાજ્યોનો ધંધો તે સમયે પ્રામાણિક માણસોને પણ મોટી લાંચો આપી, પોતાના પક્ષમાં મેળવવાની હતી. આ વિષય એટલો વ્યાપક બન્યો કે છેવટે સરકારને આ અમલદારોને જાહેર પુરુષો મારફતે અપાતી લાંચો માટે તપાસ કરવા સર બાર્ટલ ફ્રિઅરને નિમવા પડયા. સર જમશેદજીના બારામાં આ મુંબઇનો માજી ગવર્નર એક અપવાદ રૂપે એમના પ્રામાણિકપણાની સર્ટિફિકેટ આ રિપોર્ટમાં કરી ગયો છે:—

" I may be allowed to mention one very striking exception in Sir Jamshedji Jeejeebhoy, who with every inducement from his great

influence and acceeding benevolence of his character, never as far as my experience goes, lends himself to the dangerous practice of patronizing parties engaged in obtaining redress of their greiviences real and supposed, by indirect influence apart from the substantial merit of their case."

આ બધા સમયમાં જ્યારે ચારે પાસ જાહેર જીવનના સડાની દુર્ગંધ નીકળતી હતી, ત્યારે આ સર્ટિફિકેટ જમશેદજીના ઉચ્ચ ચારિત્રને પ્રકાશમય બનાવે છે.

હવે આપણે સર જમશેદજીના સમયના હિન્દના વાતાવરણ સંબંધી થોડી હકીકત રજુ કરવી અસ્થાને નથી. અંગ્રેજો હવે હિન્દમાં પગભર થયા હતા. દેશી રાજ્યોનો મોટો ભાગ એમના ચક્રવર્તીપણાને સ્વીકારતો થયો હતો. મોગલો અને મરાઠાઓના સામ્રાજ્યનું સ્થાન બ્રિટને લીધું હતું. બ્રિટનની સંસ્કૃતિ અને સંસ્કારો હિન્દીઓ ઉપર હવે ચલણી સિક્કાની પેઠે છાપ પાડતા હતા. અંગ્રેજી વિદ્યા રાજભાષા તરીકે ચાલુ થઇ હતી. ફારસી ગૌણ બની હતી, વેપાર અને ઉદ્યોગોના વિકાસ સાથે બંદરોની પ્રગતિ થઈ હતી. હિન્દમાં હવે પરદેશી કારખાનાંઓમાંથી સસ્તી વસ્તુઓની આયાત શરૂ થઇ હિન્દના ગૃહઉદ્યોગોનો વિનાશ ચાલુ થયો હતો. અંગ્રેજી ઢબે કાયદા અને શાન્તિ તથા ન્યાયની સ્થાપના થઇ હતી, લોકલબોર્ડો શહેરી જીવનની સંસ્થાઓ સ્થપાઇ હતી. વર્તમાનપત્રો સ્થપાયાં હતાં, પરન્તુ એમની એક સંસ્થા તરીકેની લાગવગ જામી નહોતી. હિન્દીઓ હવે ઉત્સાહ અને પ્રગતિના લોભથી અંગ્રેજી સ્કૂલોમાં દાખલ થયા હતા.

આ સમય અંગ્રેજી સત્તાનો સૂર્યોદય હતો. મોગલો અને મરાઠાઓએ છેલ્લી ચલાવેલી અંધાધુંધીને મુકાબલે અંગ્રેજી અમલ અતિરૂડો

લાગતો હતો. દલપતરામના કહેવાની જેમ લોકો આ બ્રિટિશ અમલને વાઘ અને બકરી એક આરે પાણી પીએ તેવો ઉચ્ચ દર્શાવતા હતા. પ્રજાસમૂહને આ સમયે અંગ્રેજી શાસનપદ્ધતિ ખૂબ શ્રેષ્ઠ લાગતી હતી. તેમાં પણ ન્યાયનું નિષ્પક્ષપાતપણું એમને ખરેખર રાજભક્ત બનાવતું હતું. આપણી નેશનલ કોંગ્રેસ હજી જન્મી નહોતી. જાહેર વર્તમાનપત્રો બહુ થોડાં છતાં અંગ્રેજ અધિકારીઓનાં ગુણગાનો ગાતાં હતાં. અંગ્રેજ રાજ્યનીતિ આગળ પડતા હિન્દી ગૃહસ્થોને પંપાળી, એમના વચ્ચે લોકપ્રિય બની હતી. અંગ્રેજ અધિકારીઓ પણ હિન્દીઓમાં વધારે પ્રમાણમાં હળતામળતા હતા. પાછળ જે એમનામાં અતડાપણું દેખાયું તે તે સમયે દેખાયું ન હતું. બ્રિટિશ બેન્કો, બ્રિટિશ વેપારી ઑફિસો, બ્રિટિશ ન્યાયકોર્ટો, આ સર્વે નવી સંસ્થાઓ હિન્દીઓના મનમાં અંગ્રેજોને માટે માન ઉત્પન્ન કરતી હતી. અંગ્રેજી અમલ આ સમયે લોકપ્રિય હતો.

સર જમશેદજી પણ આ અંગ્રેજી સંસ્કૃતિના પ્રશંસક હતા. એમની ઉન્નતિ અને સમૃદ્ધિ અંગ્રેજી સંસ્કૃતિના આશ્રયે થઇ હોવાની એમની માન્યતા હતી. આ સમયે હિન્દીઓ સારા અંગ્રેજી ગૃહસ્થો જેઓના શાસન અથવા સંસર્ગથી પોતાને લાભ થયો હોય તેમને માનપત્રો અને માન આપવા માટે તૈયાર હતા. સર જમશેદજી જાહેરજીવનમાં પોતાની શક્તિઓ સારી રીતે ખર્ચતા હતા. ખુશામત એમને પ્રિય ન હતી. પરંતુ તે સમયની જાહેર હિલચાલોના સૌથી મુખ્ય નેતા તરીકે એમને આવા માનપાનના મેળાવડામાં અગ્રગણ્ય ભાગ લેવો પડતો હતો, તેમાં એમને રસ પણ હતો. મુંબઇની કોઇ પણ જાહેર હિલચાલમાં તેઓ પ્રથમ પંક્તિ અથવા સૌથી મુખ્ય પદવી ધરાવતા હતા. એમનામાં કેટલાક સહજ સ્વભાવદોષો પણ હતા. તેઓ જે કહેવાનું હોય તે 'તડફડ' કહી દેતા હતા. દરેક વિષયમાં

લંબાવવાને બદલે ટૂંકુંટચ પતાવવાની એમને ટેવ હતી. આથી ઘણાને એમની રૂઢી અનુકૂળ પડતી ન હતી. એમની જાહેરજીવનની સેવાઓ સને ૧૮૧૯ થી ખૂબ વિકાસને પામી હતી.

સર જમશેદજી પોતે માત્ર ગુજરાતી ભણ્યા હતા, પરંતુ પાછળથી ચીનમાં ચીની અને મુંબઇમાં અંગ્રેજી બોલતાં શીખી ગયા હતા. અંગ્રેજીનો એમનો અભ્યાસ એમની સમૃદ્ધિ સાથે વિકાસ પામ્યો હતો. તેઓ જાહેરમાં હવે અંગ્રેજીમાં બોલી શકતા હતા. પાછળથી સુભાષિત ભાષામાં ભાષણ આપી શકતા. આજના ધોરણે એમનાં ભાષણો અને વાતચીતમાં વ્યાકરણદોષો પગલે અને ડગલે આવતા હતા. છતાં તે સમય હજી અંગ્રેજી શિક્ષણની શરૂઆતનો હતો, એટલે બધું ક્ષંતવ્ય હતું. એમણે ઘણા અંગ્રેજોને માનપાન આપવામાં આગેવાની ભરેલો ભાગ લીધો હતો. પોતે સૌથી મોટી રકમ ફાળામાં ભરતા હતા. એમની સહી સૌથી પહેલી પડતી હતી. આ સમયે કેવા અંગ્રેજ ગૃહસ્થોને માનપત્ર અપાતાં હતાં. તેનો વાચકોને ખ્યાલ આપવા નીચેની નોંધ ઉતારી છે. આ સિવાય બીજાં ઘણાં આવાં કામો એમના હાથે થયાં હતાંઃ—

૧. સને ૧૮૧૯ માં મુંબઈના મેયર અને રિકોર્ડર મી. પોપને હિન્દીઓ તરફ દિલસોજી માટે માનપત્ર આપ્યું.

૨. સને ૧૮૨૩ માં કાઉન્સિલના સભાસદ ઑાન. ઍલકઝાન્ડર બેલ ૩૦ વરસની હિન્દી સનંદી નોકરી પછી નિવૃત્ત થતાં માનપત્ર અપાયું.

૩. ઇ. સ. ૧૮૨૬ માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના સોલીસીટર મી. મારગેનને દેશી વેપારી અને સરાફો તરફથી માનપત્ર અપાયું.

૪. નેટિવ એજ્યુકેશનલ સોસાઇટીના સેક્રેટરી કૅપ્ટન જ્હર્વિસને માનપત્ર તથા ૩,૦૦૦ રૂપિયાની થેલી અપાઇ.

૫. હિન્દી વેપારના રક્ષણ માટે સિંગાપુરના દરિયામાં વધેલા ચાંચીઆઓના દોરને તોડી નાંખનાર કૅપ્ટન સૅન્ડને ઇનામ આપવાનો મેળાવડો કરાવ્યો. તે ફંડમાં સર જમશેદજીએ ૫૦૦ રૂપિયા ભર્યા હતા.

૬. હિન્દીઓના મિત્ર સર ચાર્લ્સ ફૉર્બ્સે હિન્દીઓના લાભ માટે પાર્લામેન્ટમાં પુષ્કળ ચર્ચા કરી હતી, તેનું બાવલું ઊભું કરવા રૂ. ૩૭,૦૦૦)નું ફંડ હિન્દીઓએ કર્યું. રૂ. ૩,૦૦૦) સર જમશેદજીએ ભર્યા હતા.

૭. મુંબઇના કામચલાઉ ગવર્નર ઑન. જી. ડબ્લ્યુ. ઍન્ડરસનના દિલસોજીભર્યા વહીવટ માટે "ગ્રાન્ટ મેડીકલ કૉલેજ"ના વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા ફંડ થયું. તેમાં રૂ. ૧૦૦૦) સર જમશેદજીએ ભર્યા.

૮. ડૉ. વિલિયમ મેકિને હિન્દીઓના હિતચિન્તક અને ખેરખ્વાહ હતા. હિન્દીઓને વૈદ્યકાય અને શિક્ષણ સંબંધી ખૂબ મદદ કરી હતી, તેને માનપત્ર.

૯. સર હેન્રી પાટીન્જરને હિન્દી વેપારીઓના ચીનમાં હક્કોનું રક્ષણ કરવા માટે માનપત્ર અપાવ્યું. સર જમશેદજીએ ત્યારે એક ભાષણ અંગ્રેજીમાં આપ્યું હતું.

ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં 'રીડ સ્કોલરશિપ' સ્થાપવાના ફંડમાં એમણે રૂ. ૫૦૦), જે. પી. વિલોબીની યાદગીરીના ફંડમાં રૂ. ૬૦૦), શેઠ ફરામજી કાવસજી બનાજીના સ્મારક ફંડમાં રૂ. ૬૦૦), સર અરસ્કીન પેરીન યાદગીરીના ફાળામાં રૂ. ૧૦૦૦), ડૉ. મેકલીનની સ્કોલરશીપના ફંડમાં રૂ. ૨૦૦), જનરલ હેવલોકના ફંડમાં રૂ. ૭૫૦) ભરી આપ્યા હતા. જે જે યુરોપિયન હિન્દીઓના ભલા માટે કાળજી રાખતો તેની યાદગીરી સાચવવાની દરેક હીલચાલમાં સર જમશેદજી

ભાગ લેતા હતા, સને ૧૮૧૪ થી સને ૧૮૬૦ સુધીની જાહેરની ઘણીખરી પ્રવૃત્તિઓમાં એમના ટેકા અને હુંફની દરકાર પડતી હતી.

ઘણાં શિક્ષણખાતાંઓ સાથે જોડાયલા રહેવાનું માન શેઠ જમશેદજીએ મેળવ્યું હતું. પોતે ભણ્યા ન હતા, પણ ગણ્યા હતા. દુનિયાને સારી રીતે જોઇ હતી. અંગ્રેજી વાંચવાનો બહુ મ્હાવરો ન હતો, પણ ગુજરાતી ભાષા સારી રીતે જાણતા હોવાથી, એ ભાષાનાં જે પુસ્તકો મળતાં તે ઊલટથી વાંચતા હતા. તેઓ ગુજરાતી ભાષાના લેખક હતા, એ વિષે આગળ કહીશું. સારા વિદ્વાનો સાથે ખૂબ હળાવાભેળાવાથી એમને વિદ્યાનો રંગ લાગ્યો હતો. કેળવણીવિષયમાં એમના વિચારો ઉદાર હતા.

હિન્દીઓના ભલા માટે ગવર્નર સર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીસ્ટને "બોમ્બે નેટિવ એજ્યુકેશન સોસાયટી"ની સ્થાપના કરી હતી. હિન્દીઓને અંગ્રેજી જ્ઞાન આપવાની એની મુખ્ય નેમ હતી. શેઠ જમશેદજી આ સંસ્થામાં રસ લઇ એના સભ્ય બન્યા હતા. સર ચાર્લ્સ ફોર્બસની પાર્લામેન્ટમાં લડતથી હિન્દીઓને જ્યુરીમાં ચૂંટાઈ બેસવાનો હક્ક સને ૧૮૨૮ થી મળ્યો. પહેલવહેલા હિન્દી ગ્રાંડ જ્યુરરોનાં નામોની નાની સંખ્યામાં શેઠ જમશેદજી મોખરે હતા. આથી પણ વધારે હક્કો મેળવવા સર જમશેદજીની આગેવાની નીચે પાર્લામેન્ટને એક અરજી મોકલવામાં આવી હતી; તેમાં ૫૦ હજાર સહીઓ એમણે લેવાની મહેનત કરી હતી.

હિન્દના ખેતીવાડી ખાતા સંબંધમાં પહેલવહેલી Agricultural Horticultural Society સને ૧૮૩૩ માં સ્થપાઈ. તેમાં પ્રથમના હિન્દી બે સભાસદો સર જમશેદજી અને શેઠ ફરામજી કાવસજી બનાજી હતા. સર જમશેદજીના એક પુત્ર એના સેક્રેટરી હતા. સર પીટર ગ્રાન્ટ સુપ્રીમ કોર્ટના જડજે વડોદરાને લગતી એક ફરિયાદમાં બ્રિટિશ સરકાર વિરૂદ્ધ ચૂકાદો આપવાની સ્વતંત્રતા બતાવી. આથી

એને નોકરી છોડવાની જરૂર પાડવામાં આવી. આ ગૃહસ્થના નિષ્પક્ષપાત ન્યાય માટે હિન્દીઓને મોટું માન હતું. એમને અનેક માનપત્રો હિન્દી મંડળો તરફથી અપાયાં હતાં. તેમાં શેઠ જમશેદજીએ ઉલટભર્યો ભાગ લીધો હતો.

સર જમશેદજી માટે હિન્દુઓને ભારે માન હતું. સંખ્યાબંધ હિન્દુઓના એ અંગત જીવજાન મિત્ર હતા. એમને ત્યાં શાદીગમીમા શેઠ જમશેદજીની અવરજવર હતી. કોઈ પણ હિન્દુઓના મેળાવડામાં એમને આમંત્રણ હોય જ. એઓ આવે પણ જરૂર. ચાંદલો પણ મોભા પ્રમાણે જરૂર સામો કરે. ઇ. સ. ૧૮૩૩ માં એમના એક હિન્દુ મિત્ર વેપારીએ એક મોટું વહાણ બાંધ્યું. એ વહાણનું નામ 'જમશેદજી જીજીભાઇ વહાણ' એવું પાડયું હતું. એ વહાણ સર જમશેદજીએ ભારે દબદબા ભરેલા મેળાવડા સન્મુખ તરતું મૂકયું હતું. થોડાં વરસો પછી એ વહાણ ખડક ઉપર તોફાની સાગરમાં અથડાઇ ભાંગી ગયું હતું. સુવેઝની નહેર તરતમાં જ બંધાણી હતી. હિન્દ અને યુરોપ વચ્ચે આ નહેર મારફતે વેપારી અને વહાણવટાના વિકાસ માટે સર જમશેદજીએ એક ફન્ડ શરૂ કરાવી, તેમાં રૂ. ૧૦૦૦) ભરી આપ્યા હતા..

હિન્દુઓને જે જે હક્કો બ્રિટિશ સરકાર બક્ષતી હતી તે હક્કોના પહેલા ભોક્તા તરીકે શેઠ જમશેદજી હમેશાં થતા હતા. સને ૧૮૩૩માં સુપ્રીમ કોર્ટની સેશન્સમાં ગ્રાન્ડ જ્યુરર તરીકે પહેલવહેલા બીરાજ્યા, તે જોવા સેંકડો હિન્દી ગૃહસ્થો કોર્ટમાં આવ્યા હતા, આજે તેની કાંઇ કિમ્મત કે કદર નથી, પરન્તુ તે સમયે એ મહાન કામ ગણાતું હતું. સેશન્સ જજે પહેલા હિન્દી જ્યુરર તરીકે એમની મુબારકબાદી ઇચ્છી હતી. સને ૧૮૩૪ માં જસ્ટીસ ઑફ ધી પીસની સંસ્થા મુંબઇ ઇલાકામાં બ્રિટિશ સરકારે દાખલ કરી, તેમાં સૌથી પ્રથમ નામ શેઠ જમશેદજીનું હતું. એ સમયે જસ્ટીસ ઑફ ધી

પીસના સભ્યને વારાફરતી ‘પેટી સેશન્સ’માં મેજીસ્ટ્રેટ સાથે ન્યાયાસન ઉપર બેસવાનો હક્ક હતો. જસ્ટીસ ઓફ ધી પીસના નામની આગળ Esquire લખવાનું માન હતું. શહેરીઓએ રખડતા ભિક્ષુકો, અશક્તો અને નિરાધારો માટે ( Destitutes ) મંડળ સ્થાપ્યું. એનું નામ District Benevolent Society અપાયું હતું. આ મંડળના શેઠ જમશેદજી આગેવાન અધિકારી હતા. એ મંડળને તેઓએ લાખો રૂપિયાની મદદ આપી હતી.

મુંબઇમાં હજી મ્યુનિસિપાલિટીની સ્થાપના થઇ નહોતી, માત્ર ટાઉન મેજર ( Town Major ) શહેરના સુધરાઇ ખાતાનો ઉપરી અને એકજ કાર્યકર્તા હતો. એ સમયે મુંબઇમાં પાકા રસ્તા એક કે બે માત્ર હતા, તે પણ સારી હાલતમાં નહોતા. બીજા રસ્તાઓ તો ઘોડાગાડી માટે ભારે જોખમભર્યા હતા. આ રસ્તાસુધારણા માટે સરકારે એક કમિટી નીમી, તેમાં ત્રણ હિન્દીઓમાં એક સર જમશેદજી હતા. સને ૧૮૩૬ પહેલાં મુંબઇમાં કોઇએ બરફ જોયું નહોતું. એક પારસી ગૃહસ્થે અમેરિકાથી વહાણ મારફત મંગાવી સાત રૂપિયે મણ વેચ્યું હતું. એનો પહેલવહેલો ઉપયોગ શેઠ જમશેદજી જીજીભાઇની વાડીમાં થયો હતો. પહેલા ઉપયોગ કરનારાઓમાંથી કેટલાકને શરૂઆતમાં બરફ ખાવાથી શરદી થઈ હતી.

ઇ. સ. ૧૮૩૫ માં પહેલવહેલી સરકારી ‘સેવીંગ્સ બેન્ક’ની સ્થાપના હિન્દમાં થઇ. શેઠ જમશેદજી એના પ્રથમ હિન્દી ડિરેક્ટર હતા. એ જ વરસમાં ગરીબોને મફત દવા આપવાની સગવડ માટે ‘બોમ્બે નેટિવ ડિસ્પેન્સરી’ નામનું ધર્માદા દવાખાનું પહેલવહેલું હિન્દમાં સ્થાપવામાં આવ્યું. એની મેનેજીંગ કમિટીના સભ્યોમાં શેઠ જમશેદજીનું નામ મુખ્ય હતું. હિન્દીઓ પ્રત્યે ભલી લાગણી રાખનાર પ્રખ્યાત ડૉ. મેકીનેે દવાખાનાનો પહેલો તબીબ હતો. એ જ વરસમાં શેઠ જમશેદજી ‘એલ્ફિન્સ્ટન કૉલેજની કમિટી’ના સભ્ય નિમાયા.

બે ઉપયોગી દવાખાનાં ચંદનવાડી અને ખેતીવાડી ખાતે ચાલતાં હતાં. મર્હુમ પુણ્યવંતાં બાઇ દીનબાઇ નસરવાનજી માણેકજી પીટીટે ખેતીવાડી ખાતે મોટી ઇમારત બાંધી આપી હતી.

મુંબઇથી છાણી જતા રસ્તા ઉપર સમુદ્રની એક મોટી ખાડી હતી. તેના ઉપર પુલ બાંધવાને સરકારે જાહેર પ્રજાને અરજ કરી. કેટલાક વેપારીઓએ શેઠ જમશેદજીની આગેવાની નીચે ફાળો કરી, દશ હજાર રૂપિયા સરકારને ભર્યા હતા. પરંતુ આટલી રકમથી આ કામ પૂરૂં થયું નહીં. એટલે પાછળથી શેઠ જમશેદજીએ જાહેરમાં એ કામ પૂરૂં કરાવી આપ્યું હતું. હમણાંની સર્કલવાળી જગ્યા ઉપર આવેલું 'થીએટર હાઉસ' (નાટકશાળા જૂની) પડવાથી વેચી નાંખવામાં આવ્યું હતું. એનાં નાણાંનો શો ઉપયોગ કરવો તે માટે ૧૭ અંગ્રેજો અને ૨ હિન્દીઓની એક કમિટી નિમવામાં આવી. બે હિન્દીઓમાં એક શેઠ જમશેદજી અને બીજા શેઠ ફ્રામજી બનાજી હતા. એ નાણાંમાંથી સને ૧૮૪૧ માં એક નાટકગૃહ બાંધવાની ભલામણ કમિટીએ કરી હતી, જે અમલમાં આવી હતી.

સને ૧૮૩૬ માં મુંબઇના કિલ્લાના ચર્ચગેટ તથા ઍપોલો બંદરના બે દરવાજા મોટા કરવાની હીલચાલ શરૂ થઇ. (મુંબઇમાં કોટને દિવાલ અને દરવાજા હતા) શેઠ જમશેદજીએ આગેવાની લઇ, ફંડ શરૂ કરી, પોતે રૂ. ૧૫૦૦) ભર્યા અને બીજાઓ પાસે ભરાવી રૂ. ૧૨,૦૦૦) ભેગા કરી, મુંબઇના એ દરવાજાઓને તોડી મોટા બનાવરાવ્યા હતા. એમાં મુંબઇ સરકારે પણ રૂપિયા ત્રીસ હજાર મદદના આપ્યા હતા. આજે એ દરવાજા તોડી નાંખવામાં આવ્યા છે. પણ તે સમયે એનું મહત્ત્વ હતું.

મુંબઇમાં છાકટાપણાનો ઉપદ્રવ ઘણો વધી ગયો હતો. સરકારને દારૂનાં પીઠાંઓની સારી પેદાશ હતી. ખાલી મુંબઇમાં ૮૦૦ પીઠાં હતાં; અંગ્રેજ સિપાઇઓ, જાનવરોના ખલાસીઓ, ભંડારીઓ,

ખાનકોટીઓ રાત્રે છાકટા થઇને જાહેર રસ્તાઓ ઉપર ભટકી શાંત શહેરીઓને મારફાડ કરતા હતા. વારંવાર પિસ્તોલ અને બરછીનો ઉપયોગ થતો હતો. લોહી પણ રેડાતું હતું. સરકારમાં ફરિયાદો વધી જવાથી સુલેહના અમલદારોને આ વિષયમાં શાં પગલાં લેવાં તે માટેની સલાહ માટે અરજ કરી. ચાર હિન્દી સુલેહના અમલદાર હિન્દીઓને કમિટીમાં લેવાયા, તેમાં શેઠ જમશેદજી પણ મુખ્ય હતા.

લંડનની ' રૉયલ સોસાયટી ઑફ ગ્રેટબ્રિટન એન્ડ આયરલેન્ડ 'માં હિંદીઓને પરદેશી સભ્યો તરીકે લેવાનો ઠરાવ કર્યો. બીજા હિંદી સભાસદ શેઠ જમશેદજી નિમાયા હતા. પહેલા શેઠ બમનજી હોરમસજી વહાડીઆ હતા. આ સમય સુધી હિંદીઓના રાજ્યદ્વારી હક્કોને આગળ વધારનાર કોઇ મંડળ ન હતું. બધા મોટા અધિકારો અંગ્રેજોના હાથમાં હતા. આખું શાસનતંત્ર અંગ્રેજ અધિકારીઓના હાથમાં હતું. હિંદીઓને રાજ્યદ્વારી હક્કો અપાવવાની હિલચાલની હિંદમાં જરૂર ઊભી થઇ. પાર્લામેન્ટના કેટલાક દિવસો જ અંગ્રેજ સભ્યો હિંદી સવાલો વિષે હકીકત માગતા હતા. એમના અભ્યાસ માટે વિષયો અને હકીકતો એકઠી કરવાની હતી. તે માટે એક મંડળ ( British India Society )ની સ્થાપના કરવા માટે શેઠ જમશેદજીના સહકારથી પ્રયત્નો સફળ નિવડયા હતા. મુંબઇમાં બહારગામથી આવતા માલ ઉપર લેવાતી જકાતના દરો સુધારવા માટે એક કમિટી સરકારે નીમી. તેમાં ત્રણ હિંદીઓમાં શેઠ જમશેદજી પણ હતા.

કોઇ પણ શકમંદ સંયોગોમાં મૃત્યુ પામેલાની લાશને વૈદ્યકીય તપાસ માટે ચીરવાની વ્યવસ્થા કરાવવાનો કોરોનરને હક્ક હતો. પારસી કોમમાં એવા બનાવો બન્યાથી એ કોમમાં ખૂબ ખળભળાટ થયો. પારસી કોમે જરથોસ્તી ધર્મના દસ્તુરોની કમિટી નીમી, આ સવાલનો ધાર્મિક રીતે નિર્ણય આપવા જણાવ્યું. આવી રીતે લાશ

ચીરવાનો રિવાજ જરથોસ્તી ધર્મ સ્વીકારતો નથી, એવો અભિપ્રાય દસ્તુરોએ એકમતે આપ્યો. એ ઉપર વિચાર કરવા આખી પારસી કોમની સભા મળી, તેમાં સરકારને અરજી કરી, આ રિવાજ બંધ કરવાનો ઠરાવ થયો. શેઠ જમશેદજીએ આ ઠરાવ પસાર થાય તે પહેલાં આવાં શકમંદ મરણો સંબંધી સંપૂર્ણ તપાસ કરાવીને એ બાબત સરકારને જાહેર કરવાનાં પગલાં લેવાની અકાબરોને સત્તા આપવાની ભલામણ કોમને કરી. પરંતુ કેટલાક અણસમજુઓ આથી એમના ઉપર ક્રોધે ભરાઇ, એમની નિંદા કરવા મંડયા હતા. સરકારે આ અરજીને કાંઇ પણ દાદ આપી નહીં. પારસીઓને ખાસ હક્કો મળ્યા નહીં.

ઇ. સ. ૧૮૪૨ માં 'બોર્ડ ઓફ એજ્યુકેશન'ના એક દેશી સભ્ય તરીકે શેઠ જમશેદજી નિમાયા. પાછળથી એમને એક અધિકારી નિમ્યા. એ જ વરસમાં તેઓ બારા કમિટીના એક સભ્ય (એ સમયની પોર્ટટ્રસ્ટ) નિમાયા. સને ૧૮૪૩ માં એમને એ સમયની 'મુંબઇ બેન્ક'ની ડીરેક્ટરની બોર્ડના સભ્ય બનાવ્યા. આ સમયમાં હિંદી સરકારને નાણાંની જરૂર પડી. આથી સરકારે મીઠા ઉપરની જકાત રૂ. ૧) વધારી દીધી. હજી કાયદા બાંધનારી કાઉન્સિલો સ્થપાઇ ન હતી. જાહેર સવાલોની ચર્ચા માટે આખા હિંદમાં કોઇ સંસ્થા ન હતી. સર જમશેદજીએ આગેવાની લઇ, હિન્દી સરકારને એક અરજી કરાવી. તેમાં ગરીબોને માટે આ કર ભયાનક હોવાની દલીલ આગળ ધરી હતી. ચોખા એક મણની ત્યારે કિંમત રૂ. ૧-૧૪-૦ હતી, જ્યારે મીઠાની કિંમત રૂ. ૧-૯-૦ દર મણે હતી, આથી ગરીબોને મીઠા જેવી અગત્યની ચીજ માટે રાહત આપી, તેન. બદલામાં પૈસાદારો માટે જોઇતી મોજશોખની વસ્તુઓ ઉપર કર નાંખવાની અરજ કરી હતી. અલબત, સરકાર પોતાની આર્થિક નીતિ નક્કી કરવામાં ક્યારેય હિંદી મતને વજન આપતી નહોતી.

મુંબઇના વેપારનો સારો વિકાસ થવા સાથે ઠગબાજી પણ વધતી જતી હતી. વહાણોમાં કીંમતી માલ વેપારીઓ ચઢાવતા હતા તે ભરદરિયે બીજી હોડીઓમાં ઉતારી લઇ તેના બદલે હલકા માલની મળતી ગુણીઓ બદમાશોની એક ટોળી (Blunder Gang) કપ્તાનો સાથે મળી જઇ ચઢાવતી હતી. છેવટે એની નુકશાની વેપારીઓ અને વિમા કંપનીઓને સહન કરવી પડતી હતી. આ બંદરની લુંટારૂ ટોળીએ ભારે મોટે પાયે ઉપદ્રવો કરવા માંડયા. સરકારે આ માટે સખ્ત પગલાં લીધાં. પોલિસને ખાસ નીમી. સર જમશેદજીએ અને શેઠ માણેકજી પીટીટે પોલીસને જોઇતી ખબરો પૂરી પાડી. આ ટોળીને સપડાવવા માટે ખૂબ મદદ આપી, જે માટે એમનો ખાસ આભાર મનાયો હતો. સને ૧૮૪૫ માં મુંબઇમાં જાનવરોનું સંગ્રહસ્થાન (Zoological Garden) સ્થપાયું, તેના ફંડમાં શેઠ જમશેદજીએ રૂ. ૫૦૦) ભરી આપ્યા હતા.

મુંબઇમાં હાઇકોર્ટને બદલે સુપ્રીમ કોર્ટ હતી. નાના મુકદમા પણ ત્યાં જ ન્યાય માટે જતા હતા. સુપ્રીમ કોર્ટમાં આવા નાના દાવાનો ખુલાસો થતાં વરસો લાગતાં હતાં. આથી વેપારી કેસોની બાબતમાં તરત નિર્ણયની જરૂર વેપારી આલમે સરકાર ઉપર ઠસાવી. સને ૧૮૪૮ માં આથી મુંબઈ સરકારે સ્મોલ કોઝીઝ કોર્ટ એકટ પાસ કર્યો. પરંતુ મુંબઈના વકીલમંડળે આ હિલચાલ પસંદ કરી નહીં, એમણે ખૂબ આ કાયદાની વિરૂદ્ધ અરજીઓ કરી. એમનો વાંધો મજબુત થતો ચાલ્યો. આથી પ્રજાની વતી એ વાંધાના પ્રતિ-જવાબ રૂપે શેઠ જમશેદજી અને શેઠ જગન્નાથ શંકર શેટેએ પ્રજાની સહીઓ લઈ, આ કાયદો તરત દાખલ કરવા બોર્ડ ઓફ ડિરેકટર લંડનને અરજી કરી. આ અરજીમાં પ્રજાએ સારો સહકાર આપ્યો હતો, એટલે એની ઉપર વજન રહ્યું.

સરકારે ગરીબ દુકાનદારો પોતાની દુકાનની બહાર બાંકડાઓ રાખતા, તેના ઉપર કર નાંખ્યો. સર જમશેદજીએ એવી સૂચના કરી

કે અફીણ અને કપાસ ઉપર ટાઉન ડ્યુટી નાંખી, આ કર ગરીબ દુકાનદારને માફ કરવો. તેઓ કપાસ અને અફીણના મોટા વેપારી હોવાથી આ કરથી તેમને જ દરવર્ષે મોટી રકમ આપવી પડત. પરંતુ આ બંને વસ્તુઓ હિંદી સરકારના કરોની વ્યાખ્યામાં હોવાથી કાંઇ થયું નહીં. પરંતુ ગરીબો માટેની એમને ભારે દાઝ હતી. મુંબઇ ખાતે એક સેલર્સ હોમ સ્થાપવાની વિચારણા થઇ. સર જમશેદજી હવે વૃદ્ધ થયા હતા. એટલે સભામાં હાજર થઇ શક્યા નહીં, પરંતુ તેના ફંડમાં રૂ. ૨૦૦૦] મોકલાવ્યા. બીજા રૂ. ૬૦૦૦] સુધી મદદ આપવા પણ કબૂલ થયા.

અગાઉ હિંદમાં 'પેટી સેશન્સ' ભરી, જ્યુરરોની મારફતે નાના ફોજદારી કેસોમાં ન્યાય અપાતો હતો. સને ૧૮૪૮ માં હિંદી સરકારે આ 'પેટી સેશન્સ' કાઢી નાંખી, મેજીસ્ટ્રેટોની સત્તામાં મોટો વધારો કરી આપ્યો. આ સામે વાંધો ઉઠાવવા માટે સર જમશેદજીએ શહેરીઓની આગેવાની લીધી. ૧૦૦૦ મોટા હિંદીઓની સહીઓ સાથે ગવર્નર જનરલ લોર્ડ ડલહાઉઝીને એમણે મોકલી દીધી. લોર્ડ ડેલહાઉઝી ઇ. સ. ૧૮૫૦ માં મુંબઇ આવ્યા ત્યારે તેમને માન આપવાની કમિટીમાં એઓ ખાસ સભાસદ હતા. ઇ. સ. ૧૮૫૧ માં મહારાણી વિક્ટોરિયાના પતિ પ્રિન્સ આલ્બર્ટની આગેવાની નીચે મોટું હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન ક્રીસ્ટલ પેલેસમાં ભરવામાં આવ્યું. તેમાં સર જમશેદજી કમિટીના સભ્ય હતા. રખડતા, ભટકતા છોકરાઓને કાંઇ હુન્નરઉદ્યોગ શીખવી, કામે લગાડવા માટે ડૉ. બ્યુરટે એક ઉદ્યોગશાળા સ્થાપી હતી. તે ( School of Industry ) સીવરી ખાતે આવી હતી. સર જમશેદજીએ આ રૂડા કામમાં સહકાર આપી રૂ. ૧૭૫૦] ભરી આપી, પોતે પ્રમુખ થયા હતા.

રાજદ્વારી કામ માટે કોઇ સારી સંસ્થાની જરૂર હતી. ( British India Society ) માત્ર મર્યાદિત કામ કરતી હતી.

હિંદી સરકાર સાથે પત્રવ્યવહાર, અરજીઓ અને પ્રજામત જણાવવા માટેના લેખો તૈયાર કરવા માટે એક સંસ્થાની ઘણી જરૂર હતી. આથી કેટલાક જાહેર ગૃહસ્થોએ સર જમશેદજીને આ કામ માથે લેવા વિનંતિ કરી. આથી સર જમશેદજીએ Bombay Association ની સ્થાપના કરી. એમાં તે સમયના જાહેર પુરૂષો એક કાવસજી જહાંગીર રેડીમની, શેઠ ખુરશેદજી નસરવાનજી કામા, શેઠ ફરામજી નસરવાનજી પટેલ, શેઠ નવરોજજી ફરદુનજી વગેરે સામેલ હતા. આ મંડળીના માટે ભંડોળમાં રૂ. ૨૮,૦૦૦ ભરાયા હતા. તેમાં સર જમશેદજીએ રૂ. ૩,૦૦૦ ભર્યાં હતા. મુંબઇની યુનિવર્સિટી સને ૧૮૫૭ માં સ્થપાઇ હતી. તેમાં પાંચ દેશી ફેલોમાં એક જમશેદજી હતા.

આ ઉપરાંત એમણે ઘણાં કામોમાં સહકાર આપ્યો હતો. ચાળીસથી પીસ્તાળીસ વરસો સુધી એમણે રાજદ્વારી, સાંસારિક, શિક્ષણ સંબંધી, નૈતિક, સરકારી એવાં કામોમાં મુંબઇમાં નગરશેઠાઇ ભોગવી હતી. કોઇ પણ જાહેર કામ એમનો સહકાર મેળવ્યા વગર શકય નહોતું. પચાસ વરસોનો એટલે ૧૮૧૮ થી ૧૮૫૭ સુધીનો એમનો ઇતિહાસ એ મુંબઇની જાહેર ચળવળ અને મુંબઇના વિકાસનો ઇતિહાસ હતો. મુંબઇના એઓ આ સમય દરમ્યાન પહેલા શહેરી રહ્યા હતા. મોટી સખાવતો, અમીર મન, ચંચળ બુદ્ધિ, શુદ્ધ હૃદય અને બીજાઓને મદદ આપવાની જીજ્ઞાસા, એ સૌથી એ પદ એમણે દીપાવ્યું હતું.

અહીં આ ચારિત્ર લંબાણથી આપ્યું છે તેનું કારણ મુંબઇના જાહેર જીવનનાં ૪૫ વરસનો ઇતિહાસ રજુ કરવો એ છે. આખરી સમયે (૧૮૫૭)માં સર જમશેદજી વૃદ્ધપણાને લીધે હાજર થતા નહોતા, પરંતુ ફંડ ફાળાઓ છૂટથી ખુરશીમાં બેસી ભરી આપતા હતા.

૨

ઇ. સ. ૧૮૫૫માં રશિયા અને અંગ્રેજો તથા ફ્રેન્ચોમાં ક્રિમિયાનું યુદ્ધ જાગી ઉઠ્યું. આ પ્રસંગે શેઠ જમશેદજી જીજીભાઇએ મુંબઇના ગવર્નર લોર્ડ એલ્ફીન્સ્ટનના પ્રમુખપણા નીચે ફંડ ભરવાની મળેલી સભામાં એક ભાષણ આપ્યું હતું. આજના મહાયુદ્ધમાં પણ એમના વિચારો ઉપયોગી જાણી અત્રે ટાંકી લીધા છે.

"માણસજાતની આપદાઓમાં મોટામાં મોટી એક લડાઇની આફત છે. લડાઇનું ચિત્ર આપણને કવિતા કે ઇતિહાસમાંથી મળે છે. પણ તે લડાઇના ભયંકર ત્રાસને ભભુકદાર શણગારથી ઢાંકી નાંખે છે: આપણે લશ્કરી ભપકા સાથેના સિપાઇની બહાદુરી અને ફત્તેહના 'જયજય' થતા અવાજો સાંભળીએ છીએ. પરંતુ લડાઇ સાથે જોડાયલાં દુઃખો, આપદાઓ, આફતો અને વિપત્તિઓ વિષે આપણે થોડું જ જાણી શકીએ છીએ. કારણ કે તેનો હિસાબ જ નથી. લડાઇને નામે કસાઇવાડો ચલાવવાને જે અગણિત દોલત ખર્ચાઇ છે, તે જો માણસજાતના સુખ અને રૈયતના લાભ પાછળ ખર્ચાઇ હોય તો આખી દુનિયા આબાદી અને વિકાસમાં એટલી પછાત ન રહેત. પણ આમાં તો આખી દુનિયાને લડાઇના ખર્ચખાતર સદા ભોગવવાનું રહે છે. માણસોના જે અગણિત ભોગો લડાઇમાં દુનિયાએ આપ્યા છે તેને માટે કેટલી હાય હાય ચાલુ કડવી પડે છે! એવી ગણત્રી કરવામાં આવી છે કે દુનિયાની હાલની વસ્તી કરતાં અઢારગણી વસતી અત્યાર સુધીમાં લડાઇમાં કપાઇ મુઇ છે. અરે એટલાં બધાં પતિઓ, બાપો, બેટાઓની કસાઇ સરખી કતલથી કેટલી બધી લાચાર વિધવાઓ, નિરાધાર બાળકો અને અનાથ વૃધ્ધોએ હાય અફસોસ કર્યો હશે.

"આપણે કબૂલ કરીએ છીએ કે લડાઇ આફત છે. લડાઇ ચલાવવી ખોટી છે. આ લડાઇ વાજબી હો કે ગેરવાજબી હો પણ

આપણી ફરજ તો આ લડાઇથી ફસી પડેલાઓને મદદ કરવાની છે. એક પ્રજા પર મોટામાં મોટો બોજો સરકારી દેવાંનો છે.”

ઇ. સ. ૧૮૫૭ માં હિંદમાં મોટો બળવો જાગી ઉઠયો. ઉત્તર-હિંદ અને બંગાળ વગેરે પ્રાંતોમાં બળવાનું જોસ વિશેષ હતું. મુંબઇ તરફ એનું બળ ધીમું હતું. છતાં તોફાનના વાદળાં મુંબઈના આકાશમાં પણ છવાયાં હતાં. આ સમયે મુંબઇમાં મિ. ફાર્જેટ નામે પોલિસ કમિશ્નર ભારે દક્ષ અધિકારી હતો. એણે હિંદી સિપાઇઓની વફાદારી માટે શક બતાવ્યો. કમાન્ડીંગ ઓફિસરે એની વાત ઉપર શ્રદ્ધા રાખવા ના પાડી. મિ. ફાર્જેટ એણે છુપો વેશ પહેરાવીને પોતાની સાથે લઇ બળવાખોરોની ખાનગી સભામાં તેડી જઇ કારસ્થાનો ઘડાતાં હતાં તેની પાકી ખાત્રી કરાવી આપી. બેવફા સિપાઇઓને વેળાસર પકડી સખ્ત સજા કરાવી. મુંબઇમાં બળવો આથી બળ પકડી શકયો નહિ. મિ. ફાર્જેટની દૂરઅંદેશીથી મુંબઇમાં લૂંટફાટ કે ત્રાસ થયાં નહિ. બળવામાં નિર્દોષો સપડાયાં હતાં તેમને મદદ કરવા માટે એક જાહેર સભા તા. ૨૦ જુલાઈ ૧૮૫૭ ને રોજ મળી હતી. જાહેર ફંડમાં શેઠ જમશેદજીએ રૂ. ૨૫૦૦] ભરી આપ્યા હતા. મિ. ફાર્જેટ કમિશ્નરને પણ મુંબઇની જાહેર પ્રજાએ રૂ. ૧૮૯૩૦૦ ની થેલી અર્પણ કરી હતી. તેમાં જમશેદજીએ ફાળો ભર્યો હતો.

૧૮૫૭ ના બળવાથી ઇસ્ટ ઇંડિયા કંપનીના હાથમાંથી હિંદનો રાજવહીવટ લઇ અંગ્રેજ સરકારે સીધી હકુમત પોતાને સ્વાધીન લીધી. શહેરીઓએ આ પરિવર્તનથી પ્રસન્ન થઇને આખા શહેરમાં સરસ રોશની કરી હતી. સર જમશેદજીએ આ બનાવને પસંદ કરીને પોતાના “ મઝનામ કેસલ ”માં મોટી જાહેર જ્યાફત આપી હતી. તેમાં ૧૫૦૦ મોટા વગદાર હિંદીઓને નોતરવામાં આવ્યા હતા. આ પ્રસંગે એક માનપત્ર તૈયાર કરી સર જમશેદજીની આગેવાની

નીચે મહારાણી વિક્ટોરીઆને લંડન મોકલી આપ્યું હતું. સર જમશેદજીએ પોતાના મકાન ઉપર મોટી આતશબાજી કરી હતી.

મહારાણી વિક્ટોરીઆએ સીધું હિંદનું શાસન હાથમાં લીધું. તે પ્રસંગની યાદગીરી જાળવવા માટે મુંબઈના શહેરીઓની જાહેર સભા ૧૮૫૮ ના ડિસેમ્બર માસમાં બોલાવવામાં આવી હતી. શેઠ જગન્નાથ શંકરશેઠ પ્રમુખપદે હતા. શેઠ જમશેદજી અશક્તિને લીધે આવી શક્યાં નહોતા. આ સભાએ હિંદી રાજ્યવહિવટ રાજ્યગાદીના માલિકના સીધા કાબુ તળે જવા માટે અતિ સંતોષ જાહેર કર્યો હતો. આ પ્રસંગે "વિક્ટોરીઆ ગાર્ડન્સ અને મ્યુઝિઅમ" સ્થાપવા ફંડ એકઠું કરવામાં આવ્યું હતું. શેઠ ફરામજી કાવસજી બનાજીએ તેમાં રૂ. ૫૦૦૦) અને સર જમશેદજીએ રૂ. ૧૦૦૦) ભરી આપ્યા હતા.

મુંબઈના ગવર્નર મોન્ટ સ્ટુઅર્ટ એલ્ફિનસ્ટને પ્રજાને ખૂબ સંતોષ આપ્યો હતો. એણે કેળવણીને સરસ ઉત્તેજન આપી પ્રજાનો ચાહ મેળવ્યો હતો. એની યાદગીરી જાળવી રાખવા જાહેર સભા ભેગી મળી હતી. એની યાદગીરીમાં એક મોટું ફંડ થયું હતું. તેમાં સર જમશેદજીએ રૂ. ૭૦૦૦) ભરી આપ્યા હતા. એમાંથી એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટ્યુશન અને કોલેજ ચાલુ થયાં હતાં. પાછળથી સ્કોલરશીપો સ્થાપવાના ફંડમાં સર જમશેદજીએ રૂ. ૧૫૦૦) ભરી આપ્યા હતા.

સર જમશેદજી સ્વતંત્ર વિચારના હતા. તેઓ કદી પણ અધિકારીઓની ખુશામત કરતા નહોતા. જરૂર પડયે તેઓ સરકારે લીધેલાં પગલાંની વિરૂદ્ધતા કરતા હતા. એમની પ્રમાણિક માન્યતા પ્રમાણે સરકારના અયોગ્ય પગલાને વખોડી પણ નાંખતા હતા. તેઓ પોતાને એક પારસી ગૃહસ્થ તરીકે નહિ પણ મુંબઇના જાહેર શહેરી તરીકે ગણતા હતા. સૌ ગૃહસ્થો સાથે એમને ઘરોબાનો સંબંધ બંધાયો હતો. એમના દાનનો પ્રવાહ પણ નાતજાત કે બીજા કોઇ ભેદને ગણતા નહિ. અમલદારોને પણ એઓ ચોખ્ખું કહી દેવાનો

અવસર જવા દેતા નહિ. જાહેર જીવનમાં લોકપ્રિયતાની દરકાર કર્યા વગર એઓ સમભાવે વર્તતા હતા. પારસી ભાઈઓની જ્યાં ઉતાવળ થતી હોય ત્યાં તેમને રોકડું ચૂકાવી દેતા હતા. આથી ઘણી વખત એઓ પોતાની કોમમાં અપ્રિય થઈ પડયા હતા.

મુંબઈમાં 'ચિત્રજ્ઞાનદર્પણ" નામનું એક વર્તમાન પત્ર નીકળતું હતું. એમાં જગતના અનેક સ્થળો અને મહાપુરૂષોના ચિત્રો અંગ્રેજી પુસ્તકો ઉપરથી લેવામાં આવતાં હતાં. અંગ્રેજી લેખક સાઈમન બકલીના એક પુસ્તકમાંથી હઝરત મહમદ સાહેબનું એક ચિત્ર એમના ચરિત્ર સાથે આપવામાં આવ્યું. આથી મુસ્લિમો બહુ ગુસ્સે થયા. તા. ૧૭ ઓકટોબર ૧૮૫૧ ના મસ્જિદમાં નમાઝ પડયા પછી ૩૦૦૦ મુસલમાનોનું એક મોટું ટોળું મસ્જિદમાંથી 'દીનદીન'ના પોકારો કરતું ધસી આવ્યું. એમણે પ્રથમ પારસી મહોલ્લાની દુકાનો લૂંટી, ઘરો લૂંટયાં, રાહદારીઓને માર માર્યો. હુલ્લડ ધીમે ધીમે બીજા મહોલ્લાઓમાં પણ ફેલાયું. પોલિસ પુરી પડી નહિ. સૈન્યની ટુકડીઓ આવી પહોંચી. આ સિવાય બીજું સૈન્ય પણ બોલાવવામાં આવ્યું. આટલો બન્દોબસ્ત છતાં બીજે શુક્રવારે પણ હુલ્લડ થયું.

પારસીઓ નિર્દોષ હતા છતાં હુલ્લડનો ભારે બોજો એમના ઉપર જ પડયો હતો. એમના ઉપર ભારે જુલમ થયો હતો. વગવાળા પારસી ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન સર જમશેદજીના સહકાર માટે એમના ઘરે ગયું. વૃદ્ધ નાઈટે એમને સધીઆરો આપી પુરો સહકાર આપવા વચન આપ્યું. સર્વે કોમોમાં એમની વિશાળ લાગવગ હતી. સર જમશેદજીએ આગેવાન હિંદુ-મુસ્લિમોને બોલાવીને પોતાને ત્યાં સભા ભરીને શાંતિ સ્થાપવા માટે તેમનો સહકાર માંગ્યો. સૌએ બનતું કરવા વચન આપ્યું. આ સર્વે બન્દોબસ્ત છતાં ત્રીજે શુક્રવારે પણ ફરી રમખાણ જાગ્યું. બીજે સોમવાર તાબુત ઠંડા કરવાનો દિવસ હતો. વિશાળ બન્દોબસ્ત છતાં તે દિવસે પણ છૂટા છવાયા

હુલ્લડના બનાવો બન્યા હતા. હુલ્લડનાં ફણગાં પાછાં ફુટતાં જ હતાં. તા. ૨૧ નવેંબરનો શુક્રવાર આવતાં ફરી હુલ્લડ ફાટી નીકળ્યું. આમ અલગ અલગ હુલ્લડોથી પારસીભાઈઓને મોટી જાનમાલની નુકશાની ભોગવવી પડી.

પારસીઓ કંટાળ્યા. એમણે વગવાળા ૫૦૦ પારસીઓની અરજી કરી ગવર્નર લોર્ડ ફોકલેન્ડને હાથોહાથ પહોંચાડી. તા. ૨૧-૨૨-૨૩ નવેંબરના હુલ્લડો ચાલુ જ રહ્યા. આથી પારસીઓ બહારકોટનાં મકાનો ખાલી કરી કોટમાં રહેવા ગયા. પારસીઓની ફરી સભા થઈ. ગવર્નર પાસે ડેપ્યુટેશન ગયું. પૂણેથી સૈન્ય બોલાવવા માંગણી કરી. ગવર્નરે એમને સધીઆરો આપ્યો હતો. બંને કોમોના આગેવાનની સભા ચિફ સેક્રેટરી મિ. લમ્સડને બોલાવી સુલેહ કરાવી. બંને કોમોના આગેવાનોનું ભેગું સરઘસ નીકળ્યું. છેવટે સુલેહ થઇ. વૃદ્ધાવસ્થાને લીધે સર જમશેદજી ઘરબેઠાં સલાહ આપતા હતા. પોતાના વડીલ પુત્રને સૌ સ્થળે મોકલી બંદોબસ્ત જાળવવા માટે પ્રયત્નો કરાવ્યા હતા.

હિંદુઓ પાસેથી પારસીભાઇઓ પંચાયતના ધોરણની નકલ કરતાં શીખ્યા હતા. *પારસીભાઈઓ મુંબઇમાં વસ્યા તે પહેલાં ખેતીવાડીના ધંધામાં મુખ્યત્વે પડયા હતા છતાં પારસી પંચાયત આખી કોમના વાંધાના કરારો અને કજીઆ ઘરમેળે પતાવવાનું મુખ્યત્વે કામ કરતી હતી. પંચાયત જેને જ્ઞાતિ બહાર કરતી તેના માટે પારસી સમાજમાં રહેવું ભારે મુશ્કેલ થઇ પડતું હતું. આથી પંચાયતના ઠરાવોને પારસીઓ ભારે આગ્રહથી માન આપતા હતા. પારસી પંચાયત હિંદુઓની જ્ઞાતિ જેવું બંધારણ ધરાવતી હતી.

અંગ્રેજી અમલમાં પણ પારસી પંચાયતનું ઐક્ય અને બળ ચાલુ રહ્યાં. ૧૭૭૮ માં ગવર્નર વિલીયમ હોર્નબીને એક અરજી કરી

પંચાયતે "ખાસડાં"ની સજા કરવાની સત્તા કાયદેસર ઠેરવી આપવાની માંગણી કરી. અંગ્રેજ સત્તાવાળાઓએ આ સજા કરવાની સત્તા આપી, એના ઉપર કાયદાની મ્હોર મારી આપી. પરંતુ ૧૭૮૭ માં સરકારે પાંચ ગૃહસ્થો અને પાંચ મોબેદોની સંયુક્ત પંચાયત સ્થાપી "ખાસડાં મારવાની સત્તા" રદ કરી દીધી. ૧૮૧૮ માં આ પંચાયતની ફરી રચના થઇ. પારસીઓની પંચાયતે ૧૮૨૩ ની તા. ૧૫ ઓક્ટોબરે શેઠ જમશેદજી જીજીભાઇની નિમણૂક કરી હતી.

પારસી પંચાયતમાં સુધારા કરવા માટે એમણે મોટી કોશિશ કરી. એમણે ઈ. સ. ૧૮૪૩ માં જાતે એક પુસ્તક લખી બહાર પાડયું. તેમાં પંચાયતમાં સારા ગૃહસ્થોની નિમણૂક થવી જોઇએ, ગરીબ અને તવંગરને સમાન ભાવે ન્યાય મળવો જોઇએ, કોમના માણસોમાંથી બેકારી દૂર કરવી જોઇએ, કોમમાંથી મોજમજાહ અને સુસ્તી દૂર કરી ઉદ્યોગી થવું જોઇએ, દરેક સારા કામમાં એકમતિથી કોમના ભલા માટે સૌએ સાથ દેવો જોઇએ. શરમાશરમીથી વગવાળાને કાંઇ સજા થતી નથી તે માટે સર જમશેદજી અફસોસ જાહેર કરે છે. આખી કોમના મતથી પંચાયતના સભ્યોની ચૂંટણી તેઓ પસંદ કરે છે. આ તેમના સુધારાં કરવાની ધગશ અને વિચારો બીજા સભ્યોને અનુકૂળ પડયા નહિ. આથી તેઓએ પંચાયતની સભામાં જવાનું બંધ કર્યું. વીશ વરસોની લાંબી સેવા એમણે પંચાયતને આપી હતી. પંચાયતના ફંડોની ખરાબ વ્યવસ્થા માટે તેમને સખ્ત વાંધો હતો.

પારસી ધર્મ ખાતાના ફંડોના એઓ ઉલટમંદ સભ્ય અને પ્રમાણિક ટ્રસ્ટી હતા. પંચાયતની પૂંજી શેઠ હોરમસજી બમનજી વહાડીઆ જેવા પરમાર્થી પુરૂષને સોંપાણી. એમણે આ ફંડોનું રીતસરનું ટ્રસ્ટ ૧૮૨૩ માં કરાવ્યું. પહેલા ચાર ટ્રસ્ટીઓમાં પોતે, સર જમશેદજી, ફરામજી કાવસજી અને નવરોજજી જમશેદજી વહાડીઆ એમ સભ્યો હતા. એ સમયે એની પુંજી ૨૦૦૦૦) રૂપિયાની હતી. ૧૮૪૨ માં એ ફંડ વધીને ૧૩૦૦૦૦)નું થયું હતું. સર જમશેદજીના

મરણ સમયે તે વધીને ૨ાા લાખનું થયું હતું. ૧૯૦૦ ની સાલમાં ૩૪ લાખનું ફંડ હતું. સર જમશેદજીએ પોતાના પૈસામાંથી પુષ્કળ અને વારંવાર મદદ કરી આ ફંડોને વધાર્યાં હતાં. તેમજ બીજાઓને ઉત્તેજન આપીને પણ આ ફંડોનો વિકાસ કરાવ્યો હતો.

સને ૧૮૩૪ માં સર જમશેદજીએ પોતાની પદરથી ૭૦૦૦૦ રૂપિયાની મોટી રકમ જુદી કાઢી પારસીભાઈઓના જમણ માટે "એલાહિબાગ" બાંધ્યો હતો. તેનું અલગ ટ્રસ્ટડીડ પણ કરાવી લીધું હતું. આ "એલાહિબાગ પોતાના અબદુલ રહેમાન સ્ટ્રીટમાં આવેલા જુના રહેવાના મકાનની સામે જ બાંધ્યો હતો. મકાન બહુ વિશાળ બનાવવા પાડોશમાં ઘણાં મકાનો બંધાવ્યાં હતાં. ગરીબ અને જ્ઞાતિભાઈઓને વાર્ષિક ખાણાંઓ આપવા માટે એમણે ૧૬૮૫૦૦) રૂપિયાના ફંડનું જુદું ટ્રસ્ટડીડ કરાવી અલગ મૂડી કાઢી હતી. મુંબઈ માફક સુરતમાં પણ એમણે "એલાહિબાગ" બાંધી આપ્યો હતો. એમણે જ્યાં જ્યાં ગુજરાતના ગામોમાં પારસીઓની વસતી હતી ત્યાં ત્યાં તાંબા પીતળના વાસણોની ભેટ મોટી સંખ્યામાં કરી હતી.

સર જમશેદજીએ નવસારી, પૂના, સુરત અને મુંબઈ ખાતે નવાં આતશખાનાં બંધાવી આપ્યાં હતાં. સુરત પાસે અડાજણ ગામમાં પણ દરમેહેર બંધાવી હતી. આ સર્વે ઈમારતો બાંધતાં એમને એક લાખ રૂપિયાનો ખર્ચો થયો હતો. મુંબઈમાં ડુંગર ઉપર આવેલા દોખમાને માટે સર જમશેદજીએ એક લાખ રૂપિયાનું ફંડ ઉભું કરી પોતે રૂ. ૧૨૨૪૦) પોતાના નજદીકના સંબંધીઓના પુણ્ય માટે ખર્ચ્યાં હતા. સુરતના દોખમાની જમીન શહેનશાહ અકબરની બક્ષેલી હતી. તેનું જમીન ભાડું વાર્ષિક રૂ. ૧૧૦) અંગ્રેજ સરકારને પણ ભરવું પડતું હતું. સર જમશેદજીએ પોતાની વિશાળ લાગવગ લગાવી આ જમીન ભાડું માફ કરાવ્યું હતું. વડોદરા, અમદાવાદ, નવસારી વગેરે સ્થળોએ એમણે દોખમાં બંધાવી આપ્યાં હતાં.

સર જમશેદજી અનાથના બેલી હતા. કોઈને માટે શંકા પડે એટલે હાથ લંબાવવાને આનાકાની કરતા નહિ. કુદરતી આફતો જ્યારે ક્યાંએ આવી પડે ત્યારે તેઓ નાતજાતના ભેદ વગર ઉદાર ભાવથી મદદ કરતા હતા. એમની સખાવત બહોળી અને ખરી હમદર્દીની હતી. આ સખાવતોમાં કેટલીકની નોંધો મળી આવે છે. બધી સખાવતો પ્રસિદ્ધ નથી. સર જમશેદજી ખાનગીમાં પણ પુષ્કળ નાણાં ખર્ચતા હતા, એમને મદદ કરી નાણાં આપવાં બહુ પસંદ પડતું હતું. પોતે હવે જૈફ થયા હતા એટલે દુકાને અથવા ઓફિસમાં સાંજે ગાડીમાં બેસી માત્ર એક કલાક ફરી આવતા હતા. આ સમયે એઓ માર્ગદર્શક સૂચનાઓ પોતાના ભાગીદારો અને પુત્રોને આપતા હતા. બાકીનો સમય એઓ પોતાના દિવાનખાનામાં ગાળતા હતા. આરામખુરશી ઉપર પોતે બેસી સવારથી સાંજ સુધી ત્યાં જ ગાળતા હતા.

સવારના વહેલા ઉઠી સર જમશેદજી હિંદુ રિવાજ પ્રમાણે દાતણ પાણી કરી નાસ્તો અને દૂધ પીતા હતા. પછી દિવાનખાનામાં આરામખુરશી ઉપર બેસતા હતા. સામેની આરામખુરશી ઉપર વૃદ્ધ લેડી આવાંબાઈ આવી બેસતાં હતાં. સવારથી જ ઘણાં મનુષ્યો એમને મળવા આવતા હતા. તેમાં મદદ માંગનારાઓની સંખ્યા મોટી હતી. સર જમશેદજી પાકા અને અનુભવી વેપારી હતા.

દરેક મદદ માંગનારને કસોટીએ ચડાવી પુરતી રીતે ઉલટપાલટ રીતે તપાસીને જ મદદ આપતા હતા. એઓનો સ્વભાવ બહુ જ નરમ હતો, દયાળુ હૃદય તરત સંકટ જોઈ દ્રવી જતું હતું. સહાનુભૂતિ એમના મનમાં ભરેલી હતી. એઓ ધીર ગંભીર અને દીલસોજ હતા. અહીં જ એમને પોતાની કોમનાં, પરકોમનાં ડેપ્યુટેશનો મળવા આવતાં હતાં. એઓ સૌને ખૂબ પ્રેમથી આદર આપતા હતા.

સર જમશેદજી જાહેર સભાઓમાં જૈફીને લીધે જતા નહિ. બહુ જરૂર પડયે પોતાના પુત્ર ખરશેદજી (બીજા સર જમશેદજી

બેરોનેટ )ને બભે હાથ મુકીને જતા હતા. પરંતુ જાહેર સભાઓમાં એમના વતી વાંચવાનાં ભાષણો પોતે લખાવીને શેઠ ખરશેદજીને વાંચવા મોકલતા હતા. એમને ઘરે આવનારાઓનો દરોડો પડતો હતો. જાહેર કાર્યકર્તાઓ જાહેર કામો માટે એમની સલાહ લેવા આવતા હતા. પારસી ગૃહસ્થો પણ ઘણા આવતા હતા. ખ્રીસ્તી, હિંદુ અને મુસ્લિમો ધાર્મિક સંસ્થાઓને માટે મદદ માંગવા આવતા હતા. સર સાહેબ જમ્યા પછી વર્તમાનપત્રો વાંચી જતા હતા. દરરોજ નિયમિત બંદગી પણ કરતા હતા. સવારના આરામખુરશી ઉપર પતિપત્ની બેઠાં કે સૌ કુટુંબી બાળબચ્ચાંઓ માટે બપાવા, બપાવીને પગે લાગવા આવતાં હતાં. સૌને પ્રેમ કરતાં ભેટની કાંઈને કાંઈ વસ્તુ આપતા હતા. જન્મતિથિને દિવસે ખાસ ભેટ અપાતી હતી. ધાર્મિક, દયાળુ, કુટુંબવત્સલ, ગરીબનિવાજ અને પારકાં માટે આર્દ્ર ચિત્તવાળા સર જમશેદજી સજ્જનતા અને ગૃહસ્થતાથી દીપી નીકળતા હતા.

એઓને બહુ ભપકાદાર પહેરવેશ ગમતો નહોતો. તદ્દન સાદા ગૃહસ્થ હતા. એમનો નિત્યનો પહેરવેશ સાદી ઇજાર, તે ઉપર સદરો કુસ્ની અને કસોવાળું અંગરખું પહેરતા હતા. ઉપર કપોળો બાંધે છે તેવું ખોખું પહેરતા હતા. એમણે બટનવાળાં કપડાં કદી પહેર્યાં જ નહોતાં. ધીમેથી વિચારીને વાત કરવાની ટેવ હતી. વાત કરતાં કરતાં મોઢું મલકાવતા હસી પડતા હતા. ઘરે અનેક ગાડી ઘોડા છતાં પગે ચાલવાનું બહુ ગમતું હતું. શરીરે જરા બહુ પાતળાએ નહિ તેમ બહુ જાડાએ નહોતા. વાતચીતો ગુજરાતીમાં જ કરતા હતા. છાપું પણ બનતા સુધી ગુજરાતી જ વાંચતા હતા. એઓ મધ્યમ કદના હતા. આકૃતિમાં સૌમ્ય હતા. દરેક વાત ધીરજપૂર્વક સાંભળતા હતા. કદી ઉતાવળા થતા નહિ. એમના હિંદુ મિત્રો પુષ્કળ હતા. જૂના વેપારીઓને મિત્રતાને લીધે પરસ્પર તુંકારે બોલાવવાની રૂઢી હતી. મશ્કરી મજાક પણ ઉડાવતા હતા. એ નીચેના દાખલાથી જણાશે.

શેઠ જીવરાજ બાલુ અતિ ધનવાન આપબળે આગળ વધેલા સદ્‌ગૃહસ્થ હતા. બંને વચ્ચે ભારે સ્નેહ મૈત્રિ હતાં. જૂના મિત્રો હોવાથી પરસ્પર તુંકારે બોલાવવાની ટેવ હતી.

“ કાંય જીવા, તારે માથે આ તાલ કેમ પડી ?”

“ જમશુ, તારા હાથ આવા ખડબચડા કેમ થયા ?”

“ જીવા, માથે બોજો ઉંચકી ઉંચકી તારા માથે તાલ પડી ગઈ છે.”

“ જમશુ, જુની કાચની બાટલીઓ ધોઈ ધોઇને તારા હાથ ખડબચડા થયા છે.”

આમ બંને બુજર્ગો એકબીજા સાથે વિનોદ કરતા હતા. શેઠ જીવરાજ બાલુએ મુંબઇની ગોદીમાં પુંઠે ગુણીઓ ઉપાડીને અને માથે બોજો ઉપાડીને ઘણા વરસો સુધી મજુરી કરી હતી. તેમાંથી મુકાદમી કરીને એઓ અતિ ધનવાન થયા હતા. જમશેદજી પણ સસરાને ત્યાં કાચની જુની બાટલીઓ ધોઇને આગળ વધ્યા હતા. આમ પરસ્પર વિનોદ કરતાં જુની મૈત્રિની ગાંઠ મજબુત બનાવતા હતા.

દિવાળીને દિવસે જમશેદજી શેઠ મોતીશા શેઠને ત્યાં જરૂર મળવા જતા હતા. મોતીશાની સુજ્ઞ માતા રૂપબાઇની પાસે બેસી વાતો કરી જુનાં સ્મરણો તાજાં કરતાં હતાં સાથે લેડી આવાંબાઈ પણ આવતાં હતાં. પારસી અને હિંદુ કુટુંબો વચ્ચે ભારે ઘરોબાનો સંબંધ હતો.

સર જમશેદજી બેરોનેટ પોતાની વખારેથી અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં આવેલા પોતાના ઘરે જતા હતા, આગળ એમની ગાડી ધીમે ધીમે જતી હતી, પાછળ પોતે બીજા બે વાણીઆ–વાણોતર અને એક પારસી કલાર્ક સાથે ચાલ્યા આવતા હતા. જૈફીને લીધે વાતો કરતાં ધીમી ચાલે સૌ ચાલ્યાં જતાં હતાં.

માંડવી બહાર કોટની એક વખારમાંથી એક ઘાટી મજુર પોતાની પીઠે એક ગુણી ઉપાડી નીકળ્યો. મોટી ગુણી પીઠ ઉપર ઉપાડી છતાં તે ઝડપથી ચાલતો બેરોનેટ સાહેબની નજદીકમાં આવી પહોંચ્યો. એનું ધ્યાન એના બોજામાં હતું. એ વેગથી વધતા બેરોનેટની બગલમાંથી પસાર થયો. એણે ઉપાડેલી ગુણીનો છેડો જેફ ગૃહસ્થના શરીરને જરા અડકયો. એના ઓચિંતા ધક્કાથી શેઠ સાહેબ નબરવશ ચાલ્યા જતા હતા તે નીચે પડી ગયા. ચોમાસાને લીધે આસપાસ કાદવ સૂકાયો નહોતો. શેઠની પાઘડી ઊડી છેટે પડી. કાદવને લીધે કાંઈ ઇજા થઈ નહિ. પણ સફેદ કપડાં કાદવથી મેલાં થઈ ગયાં. તરત જ સાથેના માણસોએ હાથ દઇ એમને ઉભા કર્યા. એમનાં કપડાં રૂમાલોથી સાફ કરવા માંડયાં. પારસી કલાર્કે મજુરને ઉભો રાખી તેની ગુણી નીચે ફેંકી એને એક ધોલ ચડાવી દીધી. એને આંધળાની ઉપમા આપી ધમકાવવા માંડયો.

"પેસ્ટનજી, તમે નાહક બીચારાને ધમકાવ્યોચ. એ ગરીબનો એમાં કાંઇ ગુનો નેથી. એને છોડી જવા આપો."

"પન શેઠ સાહેબ, એ છતી આંખે આંધરો બની તમને પારી નાંખ્યા. એ કમબખ્ત દેખતો નહોતો."

"પેસ્ટનજી, તમારી ભૂલ છે. એ આંધરો નહોતો પણ મારી ગફલત હતી. એની પુઠે ગુની હતી. એનું ધ્યાન ગુની ઉપર હતું. મારી પુઠે ગુની નહોતી. મારે ખસીને એને માર્ગ આપવો જોઇતો હતો. એમાં એની ભૂલ છે તે કરતાં મારી ગફલત વધારે છે. એને છોડી આપો. ગરીબને સતાવવામાં શું ફાયડો?"

"ઇકડે યા." એમ કહી શેઠે એને પોતાના ખીસામાંથી એક રૂપિયો કાઢી આપી દીધો. મહેતાઓને હુકમ આપ્યો એટલે ગુણી એની પુઠે ફરી ચડાવી દીધી. શેઠ આવા દયાળુ હતા.

સંકટગ્રસ્તોને એ કેવી ઉદારતાથી મદદ કરતા તેના થોડા દાખલા ટાંકયા છે. પોતાની કોમને માટે પૂરતાં ઉપયોગી ધર્મીનાં કામો કરી તેઓ બેસી રહેતા નહોતા. પરંતુ સાધારણ બહોળા જનસમુહની સેવા કરવા તેઓ ધનનો રૂડો ઉપયોગ કરતા હતા. જ્યારે પ્રજા ઉપર કોઇ કુદરતી આફત આવી પડે ત્યારે સર જમશેદજીની કોથળીની દોરી હંમેશાં છુટી રહેતી હતી. તેમાં પણ દુકાળની આફતમાં એમની બહોળી સખાવતોથી હજારો મનુષ્યો પળ ઈ તે જીવન ટકાવી શક્યા હતા. એઓ પોતાની જૈફી છતાં આવા સમયમાં યુવાન કરતાં પણ વધારે મહેનત કરતા હતા. ખોરાકીના પદાર્થો મોટી રકમ ખરીદ કરાવી વહાણો નૂર કરાવી ત્યાં માણસો મોકલી સર્વેને વાટી આપવા અને સુવ્યવસ્થા કરાવવામાં એઓનો ઘણો સમય રોકાતો હતો. બધો પત્રવ્યવહાર એમની સીધી દેખરેખ નીચે થતો હતો. આગ અને રેલના સંકટ સમયે પણ તેઓ સારી રીતે મદદ કરતા હતા.

ઇ. સ. ૧૮૩૭ માં સૂરતમાં મોટી આગ લાગી હતી. તા. ૨૪ મી એપ્રીલ ૧૮૩૭ ની સાંજના આગ એક પારસીના ઘરમાંથી શરૂ થઇ હતી. ત્રણ દિવસો સુધી એ સૂરતના અનેક મહોલ્લાઓમાં પ્રસરી હજારો ઘરોને ભસ્મીભૂત કર્યાં હતાં. આગનું સાધારણરૂપે આખા અઠવાડિયા સુધી પજરણ ચાલુ હતું. માછલીપીઠ, કણપીઠ, હોરાફળીઉ, દાહરાનો ચોક, નાણાવટનું તથા ચૌટાનું આખું બજાર, હનુમાનપોળ, રામજીનીપોળ, ભાગા તળાવનો બનો, નવાપરાની પારસીવાડ, હોરાપરૂં, સેતાનપરૂં વગેરે સૂરતની ગીચ વસ્તીવાળા ભાગો આગથી તદન તારાજ થઈ ગયા. હજારો મનુષ્યો ઘરબાર વગરના થઇ ગયાં. માલમિલ્કતોના નુકશાનનો પાર નહોતો. હજારો લોકો ઘરબાર વગરના થઈ શહેરની બહારના મેદાનમાં પડયા હતા. શહેરમાં ભુખમરો ચાલુ થયો હતો. સંકટમાં એક સાથે હજારો કુટુંબો સપડાયાં હતાં.

સર જમશેદજીને કાગળ મળતાં જ તેમણે હજારો ચોખા તથા દાળની ગુણીઓ ખરીદ કરાવી, હજારો કપડાંના તાકા પણ ખરીદાવ્યા. પોતાના સૂરતના આડતીઆ દાદાભાઇ આલપાઇવાળા ઉપર એક ખાસ વહાણ ચાર્ટર કરી મુકી આવ્યા. નાત જાતની કોઇ પણ જાતની ભેદદૃષ્ટિ રાખ્યા વગર આ મદદ કરવાની હતી. દરેક કુટુંબદીઠ ચોખાની બની નંગ ૪, દાળની ગુણી ૧, અર્ધો તાકો લોંગ કલોથ તથા મલમલ અને જગન્નાથીનો તાકો ૧, સ્ત્રીઓ માટે સાડી તથા રોકડા પાંચ રૂપિયા આપવાની ગોઠવણ કરી હતી. જેફ ડોસા મોટા વેપારીઓના ડેપ્યુટેશનને લઇ મુંબાઇના ગવર્નર પાસે ગયા. એમની વિનંતિથી ગવર્નર સર રોબર્ટ ગ્રાન્ટે રૂપિયા પચાસ હજારની મદદ કલેકટર મારફતે મોકલી આપી. એમણે મુંબાઇમાં મોટું ફંડ ખોલાવ્યું. તેમાં કુલ ૧૬૪૩૮૮ રૂપિયા ભરાયા હતા. છેવટે સારી રીતે ખર્ચતાં પણ નાણાં વધ્યાં હતાં. તેમાં બીજાં નાણાં ભેગાં કરીને રૂ. ૯૫૦૦૦ નું ફંડ સૂરતના જરથોસ્તીઓનું જનરલ ફંડ કરાવ્યું હતું. તેનું નિયમિત ટ્રસ્ટડીડ પણ કરાવ્યું હતું. એ ફંડ પાછળથી ૨।। લાખ રૂપિયા સુધી થઇ ગયું હતું. સર જમશેદજીએ રૂપિયા પાંત્રીસ હજાર પોતાની પદરથી આ આગના સંકટમાં મદદ તરીકે ખર્ચ્યા હતા. ૧૮૪૨ માં સૂરતમાં આગ લાગેલ ત્યારે પણ એમણે પારસી ભાઇઓને ઘર દીઠ ૮–૧૦ રૂપિયા આપી ૫૦૦૦ રૂપિયા વાપર્યા હતા.

મુંબઇમાં ૧૮૪૪ના એપ્રીલમાં બજારગેટ ઉપર મોટી આગ લાગી હતી. તે સમયે સંકટગ્રસ્તો માટે દશહજાર રૂપિયાનું ફંડ કરાવી પોતે એક હજાર રૂપિયા આપ્યા હતા. ૧૮૪૭ ની કોટની બીજી આગમાં રૂ. ૧૫૦૦) ની એમણે મદદ કરી હતી.

ઇ. સ. ૧૮૫૪ માં મુંબઇના બારામાં સખ્ત પવનનું તોફાન થયું હતું. ઘણાંક ઘરો જમીનદોસ્ત થયાં. ઘણાં વહાણો ડૂબી ગયાં. આ સમયે સર જમશેદજીએ નિરાધારોને સારી મદદ આપી હતી.

ઈ. સ. ૧૮૫૬ માં ફ્રાન્સમાં મોટી રેલ આવી. તોફાનથી જાનમાલની સારી નુકશાની થઇ હતી. સર જમશેદજીએ પોતાની ઉલટથી વગર માંગ્યે રૂ. ૫૦૦૦ લંડનના લૉર્ડ મેયર મારફતે પેરીસના પ્રીફેક્ટ ઉપર મોકલી આપ્યા હતા. ફ્રાન્સના સત્તાવાળાઓએ એમનો આભાર માન્યો હતો. એમની દયા સર્વત્ર મદદ પહોંચાડતી હતી.

ઇ. સ. ૧૮૫૫ માં સર જમશેદજીને લંડનની કોરપોરેશને લંડન શહેરના છુટાપણા Freedom of the city of Londonનું મોટું માન આપ્યું હતું. આ માન હિંદીઓ માટે મેળવવા તેઓ એકલા જ હતા.

આગ જેવી આફત સમયે એમણે જેવી મદદો કરી હતી, તેવી જ મદદો દુકાળ જેવા કઠીન સમયો માટે પણ એમણે આપી હતી. એઓ પોતે ચીનના પ્રવાસ દરમ્યાન ફ્રેન્ચોના હાથમાં પડીને છૂટા થયા પછી ભૂખમરા અને હાડમારીઓ મોટા પ્રમાણમાં ભોગવી હતી. આથી બીજાઓને ભૂખમરામાં સપડાયલાં જોઈ એમનું હૃદય ખૂબ દિલસોજીથી જાગી ઉઠતું હતું.

ઈ. સ. ૧૮૨૨ માં આયરલેન્ડમાં સખ્ત દુકાળ પડયો ત્યારે સર જમશેદજીએ પારસી ભાઇઓ વચ્ચે સારો ફાળો ભેગો કરાવી મોકલી આપ્યો હતો.

ઈ. સ. ૧૮૩૨ માં ઓરીસાના કટક જીલ્લામાં સખ્ત દુકાળ પડયો, ત્યારે સર જમશેદજીએ રૂ. ૫૦૦) મદદ માટે વગર માંગ્યે મોકલી આપ્યા હતા. ૧૮૩૩ માં દક્ષિણમાં નાના દુકાળમાં રૂ. ૨૦૦) મદદ તરીકે મોકલ્યા હતા.

ઇ. સ. ૧૮૩૭ માં ઉત્તર હિંદુસ્થાનમાં મોટો દુકાળ પડયો. ત્યાં લોકો ભૂખમરાના સંકટથી ત્રસ્ત થયાં. સર જમશેદજીએ મુંબઇના શેરીફને કહી સભા બોલાવી મોટું ફંડ એકઠું કરાવ્યું હતું. પોતાને

નામે રૂ. ૧૦૦૦) અને છૂપા નામે રૂ. ૫૦૦) ભરી એ ફંડને મોટું બનાવ્યું હતું.

એ જ વરસમાં કચ્છ કાઠિયાવાડમાં દુકાળ હતો. આથી મુંબઈમાં ગુજારો કરવા ત્યાંથી નાસી અનેક મજુરો આવ્યા હતા. એઓમાં બેકારી હતી. એમને મદદ કરવાની જરૂર ઉભી થઇ. સર જમશેદજીએ શેરીફ મારફતે સભા ટાઉન હૉલમાં બોલાવીને સારૂં ફંડ એકઠું કરાવી પોતે પણ સારી રકમ ભરી આપી હતી. આ નાણાંનો ઉપયોગ કરવા માટે પોતાની આગેવાની નીચે એક કમિટી નીમાવી હતી.

ઇ. સ. ૧૮૪૬ માં આયરલેન્ડ ખાતે મોટો દુકાળ પડયો હતો. આ દુકાળ અતિ ભયંકર હતો. દુકાળ નિવારણ માટે આખા ગ્રેટ-બ્રિટનમાં પ્રાર્થના કરવામાં આવી હતી. દેશ અર્ધો ખાલી થઇ ગયો. પાર્લામેન્ટે દશ કરોડ રૂપિયાની ગ્રાન્ટ આપી હતી. સર જમશેદજીએ પહેલીવારના ફંડમાં રૂ. ૫૦૦), બીજી વખતના ફંડમાં પોતાને નામે રૂ. ૩૦૦૦) અને એમના પુત્રોને નામે રૂ. ૨૦૦૦) ભરી આપ્યા હતા. સ્કૉટલેન્ડ અને ઇંગ્લેન્ડમાં દુકાળીઆઓને મદદ કરવા રૂ. ૧૦૦૦૦) પોતાની પદરથી મોકલ્યા હતા.

દેશ, લોકો અને જાતિ જોયા વગર ભૂતદયાથી પ્રેરાઇ સર જમશેદજી માણસજાત ઉપર પડતી આફતોમાં સમભાવથી મદદ કરતા હતા. એમને લોકકલ્યાણને માટે મદદ કરવાની ભારે ધગશ હતી. આવાં આવાં અનેક સંકટોના સમયે એમણે મદદ આપી છે.

સર જમશેદજી લોક કલ્યાણનાં કામો માટે ખૂબ ધન વાપરતા હતા. તેઓએ પાણી વગરની જગ્યાઓ ઉપર કૂવાઓ બંધાવ્યા હતા, તળાવો ખોદાવ્યાં હતાં. જુના કૂવા અને તળાવો સમરાવ્યાં હતાં. ધર્મશાળાઓ અને રહેવાનાં મકાનો બંધાવ્યાં હતાં. તેમાં તેઓ સાર્વજનિક લોકોમાં કલ્યાણની જ ભાવના રાખતા હતા. તરસ્યાને જળ,

ભૂખ્યાને અન્ન અને વસ્ત્ર વગરનાને વસ્ત્રો પૂરાં પાડવાનું એમને ગમતું રતું.

ઇ. સ. ૧૮૨૯ માં સુરત શહેરની પાસે આવેલા અડાજણ ગામમાં એમણે ત્રણ મોટા કૂવાઓ બંધાવી આપ્યા હતા. ત્રણે કૂવા મોટા અને કોસથી પાણી નીકળે તેવા હતા. તેમાં એક પારસીઓ માટે, એક સાર્વજનિક અને એક ઢેડા માટે હતો.

ઇ. સ. ૧૮૩૩ માં પૂના અને અહમદનગર વચ્ચેના કારે ગામમાં એમણે રૂ. ૬૦૦) ખર્ચી એક પાકો કૂવો પાણીની તાણ મટાડવા બંધાવી આપ્યો હતો. સુરત જીલ્લાના કુન્ના ગામમાં પણ તેવો જ કૂવો બંધાવ્યો હતો. જાતે તપાસ કરાવી ખરેખર જરૂર હોય ત્યાં કૂવો બંધાવવાની તેઓ પરવાનગી આપતા હતા.

ઇ. સ. ૧૮૪૪ માં સર જમશેદજીએ પૂના ખાતે આદરાનની એક દરમહેર બંધાવી હતી. આ દરમહેરની સામે ખાલી પડતી જમીન હતી. એ જમીન ખરીદી લઇને તેને ફરતી દીવાલ બંધાવીને અંદરની બાજુએથી મોટો હોજ બંધાવી, નાતજાતના તફાવત વગર સાર્વજનિક ઉપયોગ માટે ખુલ્લો મૂકયો હતો. પુનાવાસીઓના ઉપકાર માટે ૧૮૫૦ માં એમણે નદી ઉપર મોટી રકમ ખર્ચી બાદશાહી બંધ બંધાવી આપ્યો હતો.

ઈ. સ. ૧૮૫૩ માં નવસારી ખાતે પોતે ગયા હતા. દોખમું આદરાન વગેરે ધાર્મિક સ્થાપનો બંધાવ્યા પછી પોતાનાં માતાજીના પૂન્યાર્થે કૂવો બંધાવ્યો હતો.

મુંબઇમાં એમના સમયમાં તાનસા, વિહારના તળાવો મારફતે પાણી પૂરૂં પાડવાની સગવડ થઇ નહોતી. આ સમયે મુંબઇની પાંચેક લાખ લગભગની પ્રજાનું પાણી પૂરૂં પાડવાનું એક માત્ર સાધન કૂવાઓ હતાઃ બધા કૂવાઓ ઉપર પાણી ભરવાને બૈરાંઓની ખૂબ ધમાલ થતી હતી. વસતીના વધારા સાથે કૂવાઓની પણ જરૂર

વધતી જતી હતી. સર જમશેદજીએ આવે સમયે અનેક કૂવાઓ માટે થયેલા ફાળામાં સારી રકમો ભરી આપી હતી. એમને કૂવાઓ બંધાવવાનો સારો શોખ હતો.

ઇ. સ. ૧૮૩૨ માં કોલાબા ખાતે 'આબઝર્વેટરિ' આગળ શેઠ જમશેદજીએ એક મોટો કૂવો બંધાવ્યો હતો. આ કૂવામાંથી નળો મારફતે કોલાબાના રહીશોને પાણી પૂરું પાડવા માટે એમણે રૂ. ૩૨૦૦) ખર્ચ્યા હતા.

ઇ. સ. ૧૮૫૩–૫૪ માં શેઠ વરજીવનદાસ માધવદાસના ઘર આગળ એક મોટો કૂવો બંધાવવા માટે એમણે એસ્ટીમેટ પ્રમાણે રૂ. ૧૩૬૬ ની રકમ બૉર્ડ ઑફ કૉન્ઝરવેન્સીને સોંપી હતી. આ કૂવો સાર્વજનિક ઉપયોગ માટે બંધાયો હતો.

ઇ. સ. ૧૮૨૪ માં મુંબઇમાં પાણીની સખત તાણ પડી હતી. કોટની બહાર ખાડાઓમાં રહેલાં ગંદાં પાણી ઉપર હજારો લોકો દરોડા પાડતા હતા. આ સંકટ સમયે સર જમશેદજીએ સરકારની રજા મેળવીને પવનચક્કીની જાણીતી કોટની જગ્યા ઉપર ત્રણ મોટી વાવો પોતાને ખર્ચે બાંધી હતી. આનો ઉપયોગ બધી જ્ઞાતિઓની મોટી સંખ્યા અનેક વર્ષો સુધી કરતી હતી.

ઇ. સ. ૧૮૫૪ અને ૧૮૫૫ માં પાણીની તાણ મુંબઇમાં દેખાઈ, સરકારે કૂવા બાંધવા માટે દેશી ગૃહસ્થોને ભલામણ આપી. આથી મુંબઈમાં ઘણા કૂવાઓ બંધાવ્યા હતા. સર જમશેદજીએ ઇ. સ. ૧૮૫૬ માં ધોબીતળાવની સામેના મેદાનના નાકા ઉપર એલ્ફિનસ્ટન હાઇસ્કૂલની સામે એક મોટો અને ઊંડો કૂવો બંધાવ્યો હતો. આ સિવાય મેદાનમાં બીજા કૂવાઓ બાંધવા માટે સર જમશેદજીએ રૂ. ૫૦૦૦) ખર્ચ્યા હતા. તેમજ મસ્જિદબંદર તરફ કૂવાઓ બાંધવા માટે રૂ. ૩૦૦૦) ખર્ચ્યા હતા.

ઈ. સ. ૧૮૪૧ માં ખંડાળા ખાતે એક ધર્મશાળા બાંધવાનો સર જમશેદજીનો વિચાર થયો. તેઓ જાતે જગ્યા જોવા ગયા. ખંડાળાના તળાવની બિસ્માર હાલત એમણે જાતે જોઈ. સરકાર સાથે સન્દેશા ચલાવીને આ તળાવ ફરી બંધાવી પાણી ચોકખું કરી આપ્યું.

વાંદરા જીલ્લાના ગોળબંદર તરફ જવાના રસ્તા ઉપર એક નાનો તળાવના પાણીનો બ્હોળો ઉપયોગ લોકસમુહ કરતો હતો. એને ખોદાવીને મોટો કરવાની ઘણી જરૂર હતી. રૂ. ૬૦૦૦) ખર્ચી સર જમશેદજીએ એને ઉંડો ખોદાવી નવેસરથી બંધાવી આપ્યો હતો. ૧૮૪૫ માં આ તળાવ તૈયાર થયું હતું.

ભાયખળા તરફ સર જમશેદજીની હમણાની હોસ્પીટલ પાસે ઈ. સ. ૧૮૮૪ સુધી એક તળાવ હતું. એ 'ડીકના તળાવ' તરીકે ઓળખાતું હતું. મુંબઈના એક ડેપ્યુટી ગવર્નર મિ. ડીકે એ બંધાવ્યું હતું. વખત જતાં એ તદન બીસ્માર હાલતમાં આવી પડયું. લેડી આવાંબાઈની સૂચનાથી સર જમશેદજીએ એ નવેસરથી ખોદાવીને પાછું બંધાવી આપ્યું હતું. તેની આસપાસ પથ્થરની એક મજબૂત દીવાલ બંધાવી હતી. આની પાછળ રૂ. ૨૩૦૦૦)નો ખર્ચો થયો હતો. ઈ. સ. ૧૮૮૪ માં સરકારે આ તળાવ પૂરાવી નાંખી ત્યાં એક નાનો બગીચો બનાવ્યો હતો.

આ રીતે સખી અને આદર્શ ગૃહસ્થે પોતાના ધનનો રૂડો ઉપયોગ અનેક ભલાં કામોમાં કર્યો હતો. હમણાંના આપણા ધનવાનોને દાન કરવાની વિશાળ ભાવનાની શીખામણ આ ઉપરથી લેવાની છે. સર જમશેદજીના દાનો હજુ પણ વિકસીત હતાં.

## [ ૩ ]

શેખ સાદી નામે ફારસીભાષાના મહાન શાયર પોતાના 'ગુલીસ્તાં' નામે ગ્રન્થમાં લખી ગયા છે તેનો અનુવાદ આમ છે : રે બંધુ, જ્યાં

સુધી તું પરમાત્માના ઉત્પન્ન કરેલા પ્રાણિમાત્રના ઉપકારમાં પ્રવૃત્ત નહિ થાય ત્યાં સુધી તે દયાળુ તારા ઉપર મહેરબાની કરશે નહિ. જો પરમાત્માની કૃપા તને જોઇતી હોય તો પરમાત્માની પ્રજાના હિતમાં જોડાઇ જા. ચાલીસ ઓરડા સમૃદ્ધિ ભેગી કરનાર કારૂન અને તેની સમૃદ્ધિને લોકો ભૂલી ગયા છે. નોશીરવાન સમ્રાટની યાદદાસ્ત લોકોની સ્મૃતિમાંથી ખસતી નથી.

"વાવ, કૂવા, નદી, તીર, તળાવો, એ ધનના ધણી ધર્મ તમારો."—દલપતરામ

શેઠ જમશેદજીની કેટલીક સખાવતોની નોંધ વાચક સમક્ષ મૂકી ગયા છીએ. તે સિવાય એમની સખાવતો અતિ વિશાળ હતી. તેમાંની થોડીકની નોંધ સક્ષિપ્તમાં અત્રે કરેલી છે.

મુંબઇમાં માહિમ તરફ સર જમશેદજીએ એક મોટો પૂલ બંધાવ્યો હતો. માહિમ અને વાંદરાની વચ્ચેની ખાડી ઉપર આ વિશાળ પૂલ બંધાયો હતો. એના ઉપર રૂપિયા ૨૦,૩૮૪૩ કૂલ લાગ્યા. તે પૂલનું નામ લેડી જમશેદજીના નામથી સરકારે રાખ્યું હતું. આ પૂલ બંધાવવાની પ્રેરણા સર જમશેદજી તરફથી થઇ હતી. તેના ફંડમાં સર જમશેદજીએ રૂપિયા ૧૫,૫૮૦૦ ની બાદશાહી રકમ આપી હતી. ઈ. સ. ૧૮૪૫ માં આ મોટો પૂલ બંધાઇ તૈયાર થયો હતો. પૂલની બંને બાજુએ પહોળા રસ્તાઓ બાંધવા માટે સર જમશેદજીએ બીજા રૂ. ૨૨૦૦૦) આપ્યા હતા. આમ કુલ ૧॥। લાખ રૂપિયા એમણે આપ્યા હતા. આ રસ્તો પણ લેડી જમશેદજી રોડ તરીકે જાહેર હતો. છેવટ બીજી રકમો આપી કુલ બે લાખ રૂપિયા સર જમશેદજીએ આ પૂલ માટે કાઢી આપ્યા હતા.

ઇ. સ. ૧૮૩૩ માં સુરત પાસે ભાઠાં ગામને પાદરે આવેલી ખાડી ઉપર સર જમશેદજીએ બે પૂલો રૂ. ૭૩૦૦) ને ખર્ચે બંધાવ્યા હતા. ઇ. સ ૧૮૬૭ માં એ પૂલ બીસ્માર હાલતમાં આવી પડતાં

સર જમશેદજીના દાની પુત્ર શેઠ રૂસ્તમજી જમશેદજીએ તેના ઉપર રૂા. ૧૫૦૦૦) ખર્ચી નવા બંધાવ્યા હતા.

પૂના શહેરની ખાડી ઉપર પૂલ બાંધવાની ટીપમાં એમણે રૂ. ૨૫૦૦) ભર્યા હતા.

છાણી તાલુકામાં વાંદરાથી પાંચ માઇલ દૂર એક પૂલ બાંધવા માટે એમણે રૂ. ૪૦૦૦) આપ્યા હતા.

બેલાસીસ રોડ ઉપર ભિખારીઓને રાખવા માટે એક મોટી ધર્મશાળા બાંધવા માટે નીચે પ્રમાણે નાણાંની રકમો સર જમશેદજીએ કાઢી આપી હતી. આ કામ ડિસ્ટ્રીકટ બેનિવોલન્ટ સોસાયટી મારફતે થયું હતું,

૫૭૪૦૩) મકાન બાંધવા માટે મુંબઇ સરકારને રોકડા આપ્યા.
૮૦૦૦) મકાનમાં ઘટયા તે ભરી આપ્યા.
૧૦૦૦૦) મકાન માટે જમીન ખરીદવા આપ્યા.
૫૦૦૦૦) ગરીબોને મદદ માટે થાપણ માટે આપ્યા.
૨૦૦૦૦) લેડી જમશેદજીના નામે થાપણમાં વધારો કરાવ્યો.

૧૪૫૪૦૩)

રઝળતા લોકોને અને નિરાધાર લોકોને મદદ કરવાનું આ ફંડ બહુ સારી હાલતમાં જમશેદજીએ મૂકયું હતું. દર વરસે ૧૨૦૦૦) અપંગો અને નિરાધારો માટે ખર્ચાતા હતા. એનું ફંડ રૂ. ૧।।। લાખનું હતું. એમાં અર્ધા સર જમશેદજીએ આપ્યા હતા. ધર્મ કે નાતની દરકાર વગર એમાં મદદ અપાય છે.

ધારોમાં આવેલા ખંડાળા ગામમાં રૂ. ૨૦૦૦૦) ને ખર્ચે ધર્મશાળા બાંધી આપી. એમાં નાતજાતનો ભેદ ગણ્યો ન હતો.

નવસારીમાં જમશેદ બાગ બાંધવા માટે રૂ. ૨૦૦૦૦) ની સખાવત એમણે કરી હતી.

ઇ. સ. ૧૮૪૯ માં અડાસ ગામમાં [ અમદાવાદ જીલ્લો ] ધર્મશાળા બંધાવી આપી હતી.

બીજી પણ કેટલીક નાની ધર્મશાળાઓ બંધાવી હતી.

સર જમશેદજીને પોતાના ધર્મ માટે પણ શ્રદ્ધા અને લાગણી હતાં. તેઓએ દરમહેરો, અગિયારીઓ, દોખમાં દરેક હજારો રૂપિયા ખર્ચીને એકંદરે બંધાવ્યાં હતાં. આમાં એમણે લાખો રૂપિયા ખરચ્યા હતા.

એમની પરોણાગત બાદશાહી હતી. સેંકડો માણસોને એઓ દરરોજ નોતરી જમાડતા હતા. દેશીઓનું ભલુ વાંછનાર અંગ્રેજોને પણ એઓ ખૂબ માન આપી એમના માનમાં ખાણાં કરતા હતા. પોતાના પારસી ભાઇઓને હંમેશાં જમાડવા માટે એમણે એક ફંડ કાઢયું હતું. હજી એ ફંડના વ્યાજમાંથી પારસીઓનું વાર્ષિક જમણ થાય છે.

અડાજણ, નવસારી, પૂના, સૂરત અને મુંબઇ ખાતે સર જમશેદજીનાં બંધાવેલાં આતશખાનાં હજી અસ્તિત્વમાં છે. પૂનાની દરમહેર પાછળ એમને રૂ. ૪૫૦૦૦) ખર્ચ થયો હતો. નવસારીમાં એમણે જમશેદબાગ બંધાવ્યો હતો. તે સિવાય રૂ. ૮૪૦૦) ખર્ચી દરમહેર પણ બંધાવી હતી.

મુંબઇમાં જે જે ગવર્નરો નવા આવતા તે સર્વે સર જમસેદજીને ખાનગી મુકાલાતે બોલાવતા હતા. વૉઇસરોયો પણ મુંબઇમાં પગ મુકતાંજ પહેલા દેશી તરીકે સર જમશેદજીને ખાનગી મુલાકાત આપતા હતા. ઇ. સ. ૧૮૪૦ માં મુંબઇના ગવર્નર સર જેમ્સ કર્નાક રસાલા સાથે એમના ઘેર વગતી મુલાકાત લેવા આવ્યા હતા. રાજારજવાડા સિવાય ગવર્નરો ખાનગી આસામીને

ઘેર મુલાકાત લેવા જતા નથી. આ પહેલો જ દાખલો હતો, જેમાં ગવર્નરે ખાનગી આસામીના ઘેર જાહેર મુલાકાત લીધી હોય.

વડોદરાના મહારાજા ગણુપતરામ ગાયકવાડ પણ એમને મળવા એમના બંગલામાં આવ્યા હતા. પોતાના નવસારીના રાજ્યકર્તા તરીકે સર જમશેદજીએ એક લાખ રૂપિયાનો એમને નજરાણો કર્યો હતો. ધારના રાજ્યકર્તા સર જમશેદજીની મુલાકાતે એમને ઘેર આવ્યા હતા. ગવર્નર લોર્ડ ફોકલાન્ડ પણ એમની ખાનગી મુલાકાતે આવ્યો હતો. સર જમશેદજીએ ચાર ઉંચી કિંમતના આરબ્બી ઘોડાઓ ખરીદી પોતાને ખર્ચે રાણી વિકટોરિયાને લંડન ભેટ મોકલ્યા હતા.

મુંબઇની પાંજરાપોળની શરૂઆત પણ સર જમશેદજીના આશ્રય અને સહકારથી થઈ હતી. મુંબઇમાં રખડતાં રઝળતાં કૂતરાંઓને પકડીને સરકાર મારી નંખાવતી હતી. હિંદુઓ અને પારસીઓની લાગણી આથી દુખાતી હતી. ઇ. સ: ૧૮૩૨ માં સરકારના સિપાઇઓ અને હિંદુ પારસીઓ વચ્ચે એક હુલ્લડ આ બાબતસર થઈ પડયું. એજ સાલમાં કૂતરાઓને પકડાવીને બીજે ગામ મૂકી દેવા હિંદુ અને પારસીઓની વગદાર કમિટીએ સરકારને અરજ કરી. આ વાત સરકારે કબુલ કરી. છેવટે મુગા પ્રાણીઓના નિભાવ માટે એક આશ્રયસ્થાન ખડું કરવા માટે નિશ્ચય થયો. રૂ ઉપર ખાંડી દીઠ રૂ. ૦।, અફીણ ઉપર પેટી દીઠ રૂ. ૧) ખાંડ ગુણી ઉપર ૦)-, હુંડી ઉપર સેંકડે પા આનો, મોતી ઉપર સેંકડે પા આનો, એમ લાગા પડયા. સૌથી મોટા વેપારી તરીકે સર જમશેદજીએ આ લાગા સ્વીકાર્યા. બીજા ૫૦ પારસી વેપારીઓએ પણ સ્વીકાર્યા. પ્રથમ ચાર ટ્રસ્ટીઓ પાંજરાપોળના થયા. સર જમશેદજી જીજીભાઈ, બમનજી હોરમસજી વહાડીઆ, મોતીચંદ અમીચંદ અને અમદાવાદના નગરશેઠ વખતચંદ ખુશાલચંદ હતા. આ પાંજરાપોળનો સર્વે હિસાબ, નામું અને નાણાંની વ્યવસ્થા સર જમશેદજીની પેઢી હેઠ ઇ. સ.

૧૮૫૦ સુધી એટલે ૧૬ વરસો સુધી કરતી હતી. એ સાલમાં રૂ. ૩૩૧૦૦૦)નું ટ્રસ્ટડીડ નવું કરાવી સર જમશેદજીએ પાંજરાપોળ નવા ટ્રસ્ટીઓને સોંપી હતી. આ વરસોમાં એમણે જાતે વેપારીઓની મુલાકાત લઇને મોટી રકમો ભરાવી હતી. લાગા ઉઘરાવવા દર વરસે એક બે દિવસ નીકળતા હતા. સર જમશેદજીની પેઢીએ રૂ. ૮૦૦૦૦) લાગાના કુલ પાંજરાપોળને આપ્યા હતા. એમણે પોતાના સોળ વરસના વહીવટનો હિસાબ છપાવી બહાર પાડયો હતો. એક મુફલીસ સંસ્થાને ભારે ધનવાન સંસ્થા બનાવી હતી. શેઠ કાવસજી પટેલની વિશાળ જગ્યા પાંજરાપોળ માટે રૂ. ૬૧૦૦૦)માં એમણે જ ખરીદી હતી. આ ખાતામાં એમણે ઉલટભર ભાગ લીધો હતો.

પોતાના મિત્ર અને જૂના ભાગીદાર શેઠ મોતીચંદ અમીચંદની યાદગીરી માટે સર જમશેદજી રૂ. ૩૦૦૦૦૦) જુદા કાઢી તેના વ્યાજમાંથી ગરીબ, અપંગ અને દુઃખીઓની મદદ માટે ગુજરાતના શહેરોમાં મોકલતા હતા. એઓનો મુંગા પ્રાણીઓ તરફ અથાગ ભાવ હતો. કૂતરાઓને લાડુ, ગાયોને ઘાસચારો–અનાજ માટે તેઓ સારી રકમો વાપરતા હતા. માત્ર ૧૮૫૪–૫૬ માં રૂ. ૭૦૦૦) આ કામ માટે વપરાયા હતા. બીજા સર જમશેદજી પણ પાંજરાપોળના પ્રમુખ ચાલુ રહ્યા હતા. એમણે પ્રમુખપદ મૂક્યું ત્યારે પાંજરાપોળની મૂડી અગિયાર લાખની થઇ હતી.

ઈ. સ. ૧૮૫૩ માં મુંબઇમાં પહેલી રેલ્વે બંધાણી, થાણા સુધી રેલ્વે ખુલી મૂકાઈ. પહેલા મુસાફર તરીકે સર જમશેદજીએ મિત્રો અને કુટુંબ સહિત સ્પેશીઅલ ટ્રેનમાં થાણા સુધી મુસાફરી કરી હતી.

ઇ. સ. ૧૮૪૩ માં સર જમશેદજી દરિયા રસ્તે વહાણમાં બેસી ખંડાળે હવાફેર કરવા ગયા. સરકારે આ વખતે એમને પોતાના રાજ્યના મહાન ઉમરાવ ગણી એમને પાદશાહી માન અપાણું.

બારામાં પડેલી દરેક મનવારે તોપો છોડીને એમને સલામતી આપી હતી. સઢોના ઉપર અંગ્રેજ ખલાસીઓ ગોઠવાઇને ઉભા હતા. એમણે હુરે, હુરેના પોકારોથી સર જમશેદજીને વધાવી લીધા હતા. કોઈ પણ હિંદીને આજ સુધી એવડું માન મળ્યું નથી.

ઇ. સ. ૧૮૪૩ માં સર જમશેદજી કુટુંબ સાથે ગુજરાતનાં કેટલાંક શહેરોના પ્રવાસે નીકળ્યા. ઉદવાડામાં ૪૦૦ પારસી ખેડૂતોને દરેકને રૂ. ૭) થી રૂ. ૧૦) વહેંચી આપ્યા. લેડી જમશેદજીએ પણ ગરીબોની વચ્ચે વહેંચવા રૂ. ૧૫૦૦૦)નું ફંડ જાહેર કર્યું. આ સિવાય નાતજાતના ભેદ વગર બધાં લોકોનું મોટું જમણ કર્યું. ગામનાં કૂતરાં અને મુંગા જનાવરોને પણ ખીચડી અને ઘાસ ખવરાવ્યાં. એકલા ઉદવાડા અને દમણની મુલાકાતમાં સર જમશેદજીએ રૂ. ૪૦ હજાર ખર્ચ કર્યા હતા.

ઇ. સ. ૧૮૫૦ માં સર જમશેદજી પોતાના વડીલોના વતન નવસારી આવ્યા. એમના વડીલોના એ ઝુંપડા જેવું નાનું ઘર હજી ઉભું હતું. સર જમશેદજીની ઘણી પેઢીઓ આ ઘરમાં ખેતી અને વણકરના ધંધામાં સેંકડો વરસો સુધી ટકી હતી. પોતે પણ કરજે રૂપિયા વાટખર્ચ માટે લઈ પાડોશણ પાસેથી ભાતુ માંગીને મુંબઈ તરફ આ ઘરમાંથી રવાના થયા હતા. આ ભાતું આપનાર બાઇ જીવતાં હતાં. તેમને ભાતાના જેટલું સોનું એમણે આપ્યું હતું. એ ઝુંપડા જેવા ઘરને નવેસરથી બંધાવી પોતાના ભાણેજને ભેટ આપ્યું હતું. નવસારીમાં ગાયકવાડની આજ્ઞાથી એમને સૌ સૂબા અધિકારીઓ પાલખી, મસાલ અને નોબત લઇને સામે ગયા. કોઇને જે માન ગાયકવાડ આપતા નથી તે છડી સવારી ચમર અને છત્રીનું માન એમને મળ્યું. એમના ઘર ઉપર ગાયકવાડના હુકમથી નોબત અને ચોઘડીઆં બેસાડી એમના માનમાં પાલખી મસાલનો ચાલુ ઉપયોગ શ્રીમંતે કરાવ્યો. નવસારીમાં પારસીઓને મોટું ખાણું સર

સાહેબે આપ્યું ત્યારે સોનાના ચમચા વાપર્યાં હતા. આ ચમચાઓ જેની દરેકની કિંમત રૂ. ૨૫૦) હતી તે મોબેદોને ભેટ આપવામાં આવ્યા.

પાલખીમાં બેસી સર જમશેદજી નોબત નિશાન ચમર સાથે બહાર નીકળતા ત્યારે રૂપાના નાણાંની કોથળીઓ એમની પાસે ખુલ્લી પડી રહેતી હતી. બે આની, ચાર આનીઓ મુઠીઓ ભરીને એઓ ગલીઓની વચ્ચે ફેંકતા હતા. એમની સવારીની પાછળ ગરીબોની ઠઠ જામતી હતી. એમના માનમાં એમના મિત્રો અમદાવાદના નગરશેઠ અને હઠીસીંગ શેઠે હાથીઓ, સીગરામો, બેલના માફાઓ ઠેઠ અમદાવાદથી મોકલ્યા હતા. સર જમશેદજીએ પોતાના મલેસર મહોલ્લાના પાડોશીઓને, દૂર દૂર સાત પેઢીઓના સગાઓ અને લાગતાવળગતા નાનાથી મોટાઓને પોશાકો આપ્યા હતા. નાની મોટી સૌ બાઈઓને સોનાની સાંકળીઓ અને બંગડીઓ સરપાવમાં આપી હતી. એમણે આંખો મીંચી નાણું વાપરવા માંડયું હતું.

આમ હિંદુ મુસ્લીમ અને બીજાંઓ જે એમની સાત પેઢીના સંસર્ગમાં થોડાં પણ આવ્યાં હોય તેમને એમણે સોનાના દાગીના ભેટ આપ્યા. દરેક ગાયકવાડના સિપાઇને બે માસનો પગાર, દરેક અમલદારને પાઘડી, સાલ અને સેલાં આપ્યાં હતાં. નવસારીના ગરીબ પારસીઓને મદદ માટે રૂપિયા પચાસ હજારનું ફંડ અને સુરતના હમદીનો માટે સવાલાખ રૂપિયાનું ફંડ એમણે જુદા કાઢી જાહેર કર્યાં હતાં. પોતાના જુના મહોલ્લાના અનેક કરજદારોનાં કરજ ચૂકાવી દીધાં. અનેકના વાંધાઓ નાણાંની રકમો આપીને પતાવી દીધા.

નવસારીની બે માસની મુસાફરીમાં સર સાહેબે પાંચ લાખ રૂપિયા વાપર્યા હતા. એ કેટલા ઉદાર હતા!

સર જમશેદજી સાહસિક હતા, નાતજાતના ભેદ વગર મોટા દાની હતા, જાહેરજીવનમાં એમણે પુષ્કળ જાહેરસેવાઓ પણ કરી છે. આ પ્રખ્યાત પુરુષ સિવાય, ગુજરાતી સાહિત્યના પૂજારી અને લેખક

પણ હતા. ઈ. સ. ૧૮૧૨ માં ગુજરાતી ટાઇપનું પહેલું કારખાનું એમની મદદથી જ ખોલવામાં આવ્યું હતું. એમની ઉદારતા અને સખાવતથી 'ગુજરાતી' વર્તમાનપત્ર પહેલવહેલું પ્રકટ થયું હતું. એમની મદદથી મોટી સંખ્યામાં પારસી ધર્મપુસ્તકોના ગુજરાતી તરજુમા પ્રકટ થયા હતા. એઓ જાતે મુંબઇ સમાચારમાં અનેક ચર્ચાપત્રો લખી પ્રકટ કરાવતા હતા. એમણે ગુજરાતી સાહિત્યમાં ઉલટ લઇને "સર જમશેદજી જીજીભાઇ તરજુમા ફંડ" સારી રકમ જુદી કાઢી સ્થાપ્યું હતું.

સર જમશેદજીએ પોતે એક જ પુસ્તક લખ્યું છે. એનું નામ "ખોલાસે પંચાત" છે. એમાં પારસી પંચાયતની ઉત્પત્તિ અને પોતે લીધેલો ભાગ તથા વિરોધીઓની ઉંધી વલણો, સુસ્તી વગેરે માટેની નુકતેચીની છે. સર જમશેદજીના નાના પુત્ર સોરાબજી એક લેખક હતા. એમણે પારસી ધર્મ અને ઇતિહાસનાં કેટલાંક પુસ્તકો લખ્યાં છે. તે સર્વે સર જમશેદજીએ પ્રકટ કર્યાં છે.

ગુજરાતી ભાષામાં ઇ. સ. ૧૮૨૨ માં "મુંબઇ સમાચાર" પહેલું વર્તમાન પત્ર મોબેદ ફરદુનજી મર્જબાને પ્રકટ કર્યું હતું. આ અરસામાં સર જમશેદજીની આર્થિક મદદ હતી. શરૂઆતમાં "મુંબઇ સમાચાર" દર અઠવાડિયે પ્રયટ થતું સાપ્તાહિક હતું. એના પ્રથમના ગ્રાહકોના લીસ્ટમાં ૧૪ યુરોપીયનો, ૮ હિંદુ, ૬ મુસલમાનો અને ૬૭ પારસીઓ હતા. સર જમશેદજી એ છાપાના નિયમિત વાંચનાર હતા. એમણે પોતાના પુસ્તક "ખુલાસે પંચાયત" માં મુંબઇ સમાચારમાંથી ઘણા ઉતારા આપ્યા છે.

[ ૪ ]

ગુજરાતી મુદ્રણકળા અને વર્તમાનપત્રના આદ્ય સ્થાપક અને પિતા મોબેદ ફરદુનજી મરઝબાનનો ટુંકો પરિચય અસ્થાને નહિ ગણાય. એમનો જન્મ સૂરત શહેરમાં ઇ. સ. ૧૭૮૭ માં થયો હતો.

એમણે પ્રથમ ગુજરાતી ભાષાનો અભ્યાસ પંડયાઓની ગામઠી નિશાળોમાં કર્યો હતો. એક બ્રાહ્મણ પાસેથી સંસ્કૃત અને મોલવી પાસેથી ફારસી ભાષાનો અભ્યાસ કર્યો હતો. એમને વિદ્યા મેળવવાનો ભારે શોખ હતો. સૂરતમાં વધારે વિદ્યાભ્યાસનો કાંઇ માર્ગ ન જોવાથી મોબેદ ફરદુનજી બહુજ મુફલીસી હાલતમાં મુંબઇની કીર્તિ સાંભળી ત્યાં આવ્યા, કોઇએ એમને તે સમયમાં સારા લેખક અને અભ્યાસી મુલ્લાં ફીરોજ દસ્તુરની મુલાકાત કરાવી આપી. દસ્તુરજીએ એમનો વિદ્યા શોખ જોઇ પોતાને ત્યાં રાખી પહેલવી વગેરે ભાષાઓ શીખવી. મોબેદ ફરદુનજી દસ્તુરજી સાથે ૧૮૦૫ સુધી રહ્યા. પરંતુ સ્વતંત્ર ગુજારો કરવાની નેમથી એમણે ચોપડીઓ બાંધવાની પહેલી દુકાન ખોલી. એઓએ સૈનિકો માટે ટોપીઓ બનાવવાના કોન્ટ્રાકટો પણ લેવા માંડયા. ઉદ્યોગી, ચંચળ અને નવીન શોધો કરનાર આ ગૃહસ્થ કાંઇ કાંઇ નવું કરવાની ટેવ ધરાવતા હતા.

એઓ એક દિવસ એક અંગ્રેજી ટાઇપ ફાઉન્ડરી પાસેથી પસાર થયા. અંગ્રેજી સીસાના અક્ષરોના ટાઇપો કેવી રીતે તૈયાર થતા હતા તે તેઓ રોજ નિરખી જોવા લાગ્યા. આખા હિંદમાં આ પહેલું જ સીસાના અક્ષરોનું કારખાનું હતું. ફરદુનજીએ એના અંગ્રેજ માલેક સાથે મૈત્રી બાંધીને અક્ષરો બનાવવાની વિધિ શીખી લીધી. શેઠ જમશેદજીની થોડી આર્થિક સહાયતા મેળવીને ઇ. સ. ૧૮૧૨ માં એમણે નાના પાયા ઉપર ગુજરાતી ટાઇપોની ફાઉન્ડરીનો પાયો નાંખ્યો. એજ વરસમાં એ ટાઇપોનો ઉપયોગ કરવા માટે ગુજરાતી મુદ્રણયંત્ર એમણે વસાવ્યું. પરંતુ વધતા જતા કામ માટે એમણે ૧૮૨૨ માં સાપ્તાહિક "મુંબઇ સમાચાર" કાઢ્યું ૧૨૦ વરસ થયાં એ વૃદ્ધ વર્તમાનપત્ર દૈનિક તરીકે સરસ હાલતમાં છે.

મોબેદ ફરદુનજી ભારે સાહસિક હતા. એમણે કપાસ વગેરેનો મોટો વેપાર કરી મોટી દોલત ભેગી કરી હતી, પરંતુ પાછળથી ખોટ

ગયાથી ફરદુનજી દમણમાં જઇ રહ્યા. ત્યાં પણ એક છાપખાનું કાઢી પારસી ધર્મનાં અનેક પુસ્તકો પ્રકટ કર્યાં હતાં. એમનું મરણ ૧૮૪૩ માં થયું હતું.

ઇ. સ. ૧૮૧૬ માં 'કલકત્તા હેરલ્ડ' નામે અંગ્રેજી અધિપતિના હાથ નીચે ચાલતું છાપું સરકારની ખફગીમાં આવી પડયું. સર જમશેદજીએ એના પક્ષને ન્યાયપૂર્ણ માનીને રૂ. ૩૫૦) મદદ તરીકે મોકલાવી આપ્યા હતા. આ સમયે ડજનબંધ ગુજરાતી પુસ્તકો છપાઇ બહાર પડયાં. તેમાંનાં ઘણાંખરાં શેઠ જમશેદજીને અર્પણ થયાં છે. એ સમયે મુંબઇમાં સર્વથી વગવાળા Bombay Chronicleના એઓશ્રી એક ભાગીદાર હતા. આજ સમયે સર જમશેદજી ટ્રાન્સલેશન ફંડ શરૂ થયું. પ્રથમ મુડી રૂ. ૧૬૮૪૧ની હતી પાછળથી વધારો થઇને એક લાખ રૂપિયાની થઇ હતી, અને અનેક પુસ્તકો પ્રકટ થયાં હતાં.

સર જમશેદજીનું એક જ પુસ્તક પ્રકટ થયું હતું. ઇ. સ.૧૮૪૩ માં એમણે 'ખોલાસે પંચ' પ્રકટ કર્યું. તેમાં પારસી પંચાયતનો ઇતિહાસ અને તે સમયની હકીકતો વિસ્તાર સાથે આપવામાં આવ્યાં છે. એમાં દરેક પાને ગરીબો માટે અત્યંત દાઝ અને લાગણી દેખાડવામાં આવ્યાં છે. ગરીબ, અજ્ઞાન અને વ્હેમીઓના દુઃખનિવારણ માટે ખાતાઓ સ્થાપવાની એમણે પોતાની કોમને ભલામણ કરી છે. રોગીઓના રોગનિવારણ માટે ખાતાં સ્થાપવાની પણ જરૂર બતાવી છે.

સર જમશેદજી આ સમયે અનેક ગ્રંથકારોને ઉત્તેજન આપતા હતા. એમને પુસ્તકની એક નકલ આપી જવામાં આવતી હતી, પોતે તે વાંચી જતાં પસંદ પડયે રૂ. ૨૦૦)નો ચેક મોકલી માત્ર પાંચ જ નકલો મંગાવી રાખતા હતા. એમણે પોતે કેટલીક પારસી કિતાબો પસંદ કરી છપાવી હતી. કેટલાંકના ભાષાંતરો પણ કરાવ્યાં હતાં.

ઇ. સ. ૧૮૫૫ માં ભવિષ્યના મહાન પારસી નરો અને ઉધરતા લેખકો શેઠ અરદેશર ફરામજી મુસ, નવરોજજી ફરદુનજી, સોરાબજી

જમશેદજી જીજીભાઇ, સોરાબજી સાપુરજી બંગાળી, દાદાભાઇ નવરોજજી વગેરેએ મળીને સર જમશેદજી જીજીભાઈ ફિલોસોફીકલ ઇન્સ્ટીટયુટની સ્થાપના સર જમશેદજીના મુરબ્બીપણા નીચે કરી હતી. આ મંડળમાં ઘણાં ઉપયોગી ભાષણોની હારમાળાઓ ઉપલા વિદ્વાનોએ આપી હતી.

'મુંબઈ સમાચાર' છાપાના પ્રકાશનમાં સર જમશેદજીની જેમ સારી આર્થિક મદદ હતી તેમ ઈ. સ. ૧૮૨૯ માં જામે જમશેદનું છાપખાનું તેના માલેક પેસ્તનજી માણેકજીએ કાઢયું હતું. એની મદદ માટે સર જમશેદજીએ સારી રકમ આપી હતી. આ છાપખાનામાંથી ઈ. સ. ૧૮૩૨ ની ૧૨ મી માર્ચે 'જામેજમશેદ' પ્રકટ થયું હતું. એનો માલિક પેસ્તનજી માણેકજી સર જમશેદજીના પુસ્તકો બહુ સંભાળથી છાપી આપતો હતો. એમનો આશ્રિત હતો. સર જમશેદજીએ એની શ્રદ્ધાથી પ્રસન્ન થઈ એક ઘર માટે જમીન ખરીદ કરી તેમાં એક સારૂં ઘર બંધાવી તેને ભેટ આપ્યું. પાછળથી એવા આર્થિક સાધનોના વિકાસ માટે પારસી પંચાયતનો પેસ્તનજી સેક્રેટરી નિમાયો હતો.

સર જમશેદજી પહેલાં બહારકોટમાં બાટલીવાળાના મહોલ્લામાં રહેતા હતા. એમણે એ આખા મહોલ્લાની જમીન ધીમે ધીમે ખરીદી લીધી. પોતાના જુના નોકરોને એ મહોલ્લામાં વસાવવા માટે નાનાં નાનાં ઘરો બંધાવી દરેક નોકર, કારભારી, બબરચીઓ, કોચમેનો, ધોબી, હજામ, સુથાર એમ પોતાના આશ્રિતોને ભેટ આપતા હતા. નોકરો સિવાય મહેતાઓ, સગાં, સંબંધીઓ અને બીજાં લાગતાં-વળગતાંઓને પણ એમણે ઘરો ભેટ આપ્યાં હતાં. એમની મહેરબાની જ્યારે કોઇ ઉપર રાચતી ત્યારે તેની વરસગાંઠને દિવસે એક ઘર ભેટ આપી દસ્તાવેજો એના નામે ફેરવી દેતા હતા.

આ સમયે ત્રણ ગુજરાતી છાપાંઓ અસ્તિત્વમાં હતાં. ત્રણે પારસી માલેકીનાં હતાં. તેમાં 'જામેજમશેદ' અને 'મુંબઇ સમાચાર'

તો એમનાં ખાસ મહેરબાની મેળવેલાં છાપાં હતાં. ત્રીજું 'મુંબઇ ચાબુક' જરા વિલક્ષણ હતું. શરૂઆતમાં આ છાપાના અધિપતિને સર જમશેદજીએ મદદ આપી હતી. પરંતુ આ અધિપતિએ સર જમશેદજી ઉપર વગર કારણે ગલીચ હુમલા કરવા માંડયા. વળી જ્યારે આર્થિક મદદની જરૂર પડી ત્યારે સર સાહેબ પાસે નમનતાઇથી માફી માગી. શેઠે પોતાની ઉદારતાથી એને ફરી મદદ આપી. વળી પણ એ જ અધિપતિએ આકરી ભાષામાં સર ઉપર અપમાનભરેલા હલ્લા કર્યા. આમ બે ત્રણ વખત શેઠે એમને ક્ષમા આપી મદદ કરી હતી. ગઇ ગુજરી વીસરી જવામાં સર જમશેદજી મોટું દીલ દેખાડતા હતા એ જ એમની ઉન્નતિની ચાવી હતી.

હિંદુઓ ઉપરથી પારસીઓએ પોતાની પંચાયત ઉભી કરી છે. પંચાયતની રીતસર શરૂઆત ઈ. સ. ૧૭૮૭ ની સાલમાં છ ગૃહસ્થો અને મોબેદોને નીમીને મુંબઈ સરકારે કરી હતી; પરંતુ અંધાધુંધી ચાલવાથી એનો સંઘ દ્વારિકા પહોંચ્યો નહિ. ઈ. સ. ૧૮૧૮ માં પારસીઓએ પોતાની પંચાયતની ફરી રચના કરી. બાર ગૃહસ્થો અને છ મોબેદો એમાં નિમાયા. પ્રથમ એના ચૂકાદા ખૂબ માનભર પળાતા હતા. પરંતુ પાછળથી પક્ષાપક્ષીને લીધે એનું ગાડું પણ ડગુમગુ ચાલવા માંડયું. ઈ. સ. ૧૮૨૩માં સર જમશેદજી પંચાયતમાં પહેલીવાર નિમાયા હતા. પંચાયતની સભામાં ગરીબ અને તવંગરનો ન્યાય જુદો જુદો થતો હતો. આથી ઘણાંઓ એના કામ પ્રત્યે તિરસ્કાર બતાવતા હતા. આર્થિક સ્થિતિ પણ કુસંપ અને પોલને લીધે ખરાબ રહેતી હતી. હિસાબ ચોખ્ખો ન રહેતો. છેવટે પંચાયતને સુધારવા ઘણા પ્રયત્નો, સમજાવી-કાગળો લખી, કર્યા; પરંતુ કોઈ સુધારો થયો નહિ. એમના લાંબા સમયના પ્રયત્નો પણ જ્યારે નિરર્થક થયા ત્યારે સર જમશેદજીએ પંચાયતની સભાઓમાં હાજરી આપવી બંધ કરી. એમણે પંચાયતની પડતીનાં કારણો અને થવા

જોઇતા સુધારા સંબંધી 'ખુલાસે પંચાયત'માં વિગતવાર વર્ણન કર્યું છે.

આ સમયે પારસીઓમાં ચાર બુજર્ગ મહાપુરૂષો હતા: શેઠ હોરમસજી બમનજી વહાડીઆ, શેઠ જમશેદજી જીજીભાઇ, ફરામજી કાવસજી બનાજી અને નવરોજજી જમશેદજી વાડીઆ. એઓ પારસી પંચાયતનાં નાણાંના પ્રથમ ટ્રસ્ટીઓ હતા. ઈ. સ. ૧૮૨૩ માં પંચાયતની પુંજી રૂ. ૨૦૦૫૯ હતી. ઇ. સ. ૧૮૪૨ માં એ ફંડ સર જમશેદજીની દેખરેખ નીચે રૂ. ૧૩૦૦૦૦)નું થયું. એમના મરણ સમયે એ ફંડ રૂ. ૨૭૭૫૦૦)નું હતું. ૧૮૯૫-૯૬ માં એ ફંડ વધીને રૂ. ૩૩॥ લાખનું થયું હતું. સર જમશેદજીએ આ ફંડમાં પોતાના સગાં વહાલાંઓના ઉઠમણાંઓ વખતે લગભગ ૨૫૦૦૦૦)ની સખાવતો જાહેર કરી હતી. આંધળા લુલાઓને મદદ કરવા પોતાના વસીઅતનામામાં રૂ. ૧૦૦૦૦) આપી ગયા હતા.

પારસીઓના નાતના જમણોને ગહમ્બારોનાં જમણો કહે છે. ટ્રસ્ટડીડ કરી સર જમશેદજીએ રૂ. ૧૬૮૫૦૦)ની રકમ જુદી કાઢી હતી. એના પાંચ ટ્રસ્ટીઓમાં બે યુરોપીયનો, એક મુસ્લીમ અને બે પારસી સદ્‌ગૃહસ્થો નિમ્યા હતા. આ સિવાય નવસારી, સુરત વગેરે ઠેકાણે જ્ઞાતિજમણો દર વરસે કરવા એમણે બીજાં લાખો રૂપિયાનાં ટ્રસ્ટફંડો કાઢયાં હતાં તે ચાલુ છે. રૂ. ૭૦૦૦૦)ના ખર્ચે નાતની જમણની વાડી એમણે બંધાવી હતી.

હિંદુ, મુસલમાન અને સર્વે ધર્મોના માનનાર ઉદાર દિલના સદ્‌ગૃહસ્થો માટે સર જમશેદજીનું જીવન ઉપયોગી હોઇ એનો વિસ્તાર કર્યો છે.

[ ૫ ]

ઇ. સ. ૧૮૪૨ ની તા. ૩ માર્ચે શેઠ જમશેદજી જીજીભાઇની જાહેર સેવાની કદર કરી નામદાર મહારાણીશ્રી વિક્ટોરીઆએ એમને

ગ્રેટબ્રિટનના અમીર તરીકે જાહેર કરી નાઈટનો ઇલ્કાબ આપ્યો. હિંદના પ્રજાજનોમાં પહેલવહેલા નાઈટ તરીકે સર જમશેદજી જીજીભાઈને પસંદ કરવામાં આવ્યા હતા. એમને સર નાઈટની સનંદ આપવા ગવર્નર મિ. એન્ડરસને ખાસ દરબાર ભર્યો હતો. આ સમયે એવા માન માટે કદર અને કિંમત ઘટી ગયાં છે, પણ તે સમયે આગેવાન શહેરીઓના મોટા સરઘસ સાથે જમશેદજી પરેલના સરકારી મહેલમાં આવી પહોંચ્યા. દરવાજા ઉપર એમને માન આપવા ના. ગવર્નર અને સેનાધ્યક્ષ સામે ગયા હતા. નાઈટહુડની સનંદ ના. ગવર્નરે આપતાં સર જમશેદજીએ જવાબમાં જણાવ્યું હતું કે—

"આવું મોટું માન મેળવવાનો લોભ કદી મેં રાખ્યો જ નહોતો. પાક પરવરદેગારની બક્ષિસથી જે મોટી દોલત મારે હાથ આવી છે તેનો કંઈક ભાગ કમનસીબના મારા જાતભાઈઓ કે દેશબંધુઓના ભલા માટે તેમનાં દુઃખો ટાળવા માટે વાપરતાં મને પૂરેપૂરો સંતોષ થયો છે."

નાઇટહુડના ખિતાબની સનંદની ફીના પૌંડ ૨૨૭ અને ૧૦ શિલિંગ કૉર્ટ ઑફ ડાયરેક્ટર્સોએ સર જમશેદજીને પાછા મોકલી પોતાના પદરથી આપ્યા હતા

સર જમશેદજીએ પોતાના અમીરી ચિન્હ (Coat of Arms)નું સૂત્ર "ઉદ્યોગ અને ઉદારતા" એવું રાખ્યું હતું.

મુંબઇની પ્રજા તરફથી એમને માનપત્ર અપાયું હતું. તેમજ પૂના, અહમદનગર, સતારા, જાલના, ઔરંગાબાદની પ્રજા તરફથી પણ માનપત્ર અપાયાં હતાં. ભરૂચ, અંકલેશ્વર, સુરત, નવસારી, બીલીમોરા, ગણદેવી, વલસાડ, ઉદવાડા, દમણ અને નારગોળથી પ્રજાજનોના ડેપ્યુટેશનોએ આવી તેમને માનપત્રો આપ્યાં હતાં.

ઈ. સ. ૧૮૪૨ માં સર જમશેદજીને મહારાણી વિક્ટોરીઆએ સોનાનો હીરાજડીત એક ખાસ ચાંદ બ્રિટિશ સરકાર તરફથી ખાસ ભેટ મોકલ્યો હતો. તેમાં એમની ઉદારતા અને સ્વદેશાભિમાન માટે આ ચાંદ અર્પણ કરાયાનું કોતરેલું હતું.

ઇ. સ. ૧૮૨૭માં "નેટિવ એજ્યુકેશન સોસાઇટી"ને હાઇસ્કૂલ સ્થાપવા માટે દશ હજાર રૂપિયા એમણે આપ્યા હતા. નાતજાતના ભેદ જોયા વગર એઓ અનેક શિક્ષણખાતાઓને મદદો અને વાર્ષિક લવાજમો આપતા હતા. ગ્રાન્ટ મેડિકલ કૉલેજની સ્થાપના સમયે રૂ. ૧૦૦૦૦) મદદ તરીકે અને રૂ. ૫૦૦૦) પ્રાઇઝ ફંડ તરીકે ભેટ કર્યા હતા. એમણે ગુજરાતમાં જુદા જુદા શહેરોમાં સ્કૂલો સ્થાપવાને માટે પૈસા આપ્યા હતા. કેટલીક સ્કૂલો તો એમને ખર્ચે જ ચાલતી હતી. પરચુરણ મળી એક લાખ રૂપિયા એમણે નાની શિક્ષણ સંસ્થાઓને મદદ તરીકે આપ્યા હતા.

ઈ. સ. ૧૮૪૪ માં સર જમશેદજીએ ત્રણ લાખ રૂપિયા રોકડા અને પંચાવન શેરો બેન્ક ઑફ બેન્ગાલના સરકારને સોંપી એનું ૭ ટકા લેખે વ્યાજ દર વરસે રૂ. ૪૦૦૦૦) થાય તે શિક્ષણના કામ માટે વાપરવા સંબંધી ગોઠવણો કરવા અરજ કરી. આ પ્રમાણે સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવૉલેન્ટઇન્સ્ટિટયુશનની શરૂઆત થઈ. આમાંથી અનેક શિક્ષણખાતાંઓને આર્થિક મદદ અપાવી શરૂ થઈ. આ ફંડનો પોતાની અને બીજાઓની મદદથી સર જમશેદજીએ વિકાસ કર્યો હતો. ૧૮૫૦ માં સાત લાખ રૂપિયા અને ૧૮૯૯ માં બાર લાખ રૂપિયાનું આ ફંડ થયું હતું.

સર જમશેદજીએ આ ફંડમાંથી કોટ, મુંબાદેવી અને ધોબી તળાવ ખાતે ત્રણ મોટી સ્કૂલો ચાલુ કરી હતી. તેમાં કુલ ૧૦૦૦ છોકરાઓ નાતજાતના ભેદ વગર શિક્ષણ લેતા હતા. કન્યાશાળાઓ પણ ચાલુ કરી હતી.

તા. ૨૩ ઓક્ટોબર ૧૮૩૯ ને દિવસે સર જમશેદજીએ સરકારને પત્ર લખી એક લાખ રૂપિયાનો ચેક મોકલ્યો. સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટલની શરૂઆત થઇ. સરકારે પણ તેટલી જ રકમ આપી. મકાનફંડમાં પણ સર જમશેદજીએ પચાસ હજાર રૂપિયા આપ્યા. પાછળથી રૂ. ૧૦૦૦૦) બીજા આપ્યા હતા.

ઇ. સ. ૧૮૫૦ માં સર જમશેદજીએ "સર જમશેદજી સુવાવડખાતું" સ્થાપવા માટે રૂ. ૩૦૦૦૦) આપ્યા હતા.

માહિમનો મોટો પુલ બાંધવા માટે લેડી આવાંબાઇ જમશેદજીના નામથી રૂ. ૧૫૫૮૦૦) સર જમશેદજીએ સરકારને સોંપ્યા. પુલ પસાર થવા કોઇ જાતનો કર પ્રજા પાસેથી લેવો નહિ એવી શરત કરી પુલથી તે માહિમ બજાર સુધીનો રસ્તો બાંધવા બીજા બાવીસ હજાર રૂપિયા સર જમશેદજીએ આપ્યા હતા. બીજા બે રસ્તા બાંધવા માટે પણ રૂ. ૬૦૨૪) પોતાના અર્ધા ફાળાના સરકારને સોંપ્યા. લેડી જમશેદજી પુલ અને લેડી જમશેદજી રોડ આજે પણ અસ્તિત્વમાં છે.

અપંગ, અનાથ લોકોના આશ્રય માટે એક ધર્મશાળાની જરૂર સર જમશેદજીને લાગવાથી એમણે સરકારમાં લખાવટ કરી બેલાસીસ રોડના રસ્તા ઉપર એક ધર્મશાળા તૈયાર કરાવી. એના ઉપર રૂ. ૫૭૪૦૩) નું ખર્ચ એમણે પોતાના પદરથી આપ્યું. પાછળથી બીજા રૂ. ૮૦૦૦) વધારે ખર્ચ માટે આપ્યા. આ સિવાય જમીન ખરીદવા માટે રૂ. ૧૦૦૦૦) નો ચેક મોકલ્યો. રૂ. ૫૦૦૦૦) થાપણમાં વધારો કરવા પોતાને નામે આપ્યા. રૂ. ૨૦૦૦૦) લેડી જમશેદજીના નામે થાપણમાં વધારો કરવા બીજા સોંપ્યા. સરકારે પણ માસિક રૂ. ૩૦૦) ને બદલે રૂ. ૬૦૦) ની મદદ આપવા માંડી. રૂ. ૩૦૦૦૦) સર ચાર્લ્સ ફોર્બ્સે કોઇ સારા કામમાં વાપરવા સર જમશેદજીને સોંપ્યા હતા તે પણ સર જમશેદજીએ આ પુણ્યકામમાં મોકલી આપ્યા. આ ખાતું સર જમશેદજીની માંગણીથી સરકારે ડિસ્ટ્રીકટ બેનીવોલેન્ટને સોંપ્યું.

હજારો અનાથ અપંગોને આ ખાતામાંથી મદદ અને આશ્રય અપાય છે. એનું ફંડ રૂ. ૧૬૩૯૦૦) નું છે.

પૂનાના ગરીબ લોકોને પાણી પૂરૂં પાડવા માટે સરકારને કોઈ નળોની યોજના તૈયાર કરવા સર જમશેદજીએ અરજ કરી. મુલા અને મુતા નદી ઉપર બંધ બાંધવાના ખર્ચમાં સર જમશેદજીએ રૂ. ૭૫૦૦૦) આપ્યા. સાંચાકામ પોતાને ખર્ચે મંગાવી આપ્યું તેના રૂ. ૯૮૦૫૦ થયા. બીજા ૭૦૦૦) પરચુરણ ખર્ચના થયા. આમ કુલ રૂ. ૧૮૦૦૫૦) થી સર જમશેદજી બંધ અને વોટરવર્કસનું કામ પૂરૂં થયું. એના ઉપર એક સુંદર બગીચો બનાવવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૪૪ માં શરૂ થયેલું આ કામ ૧૮૫૦ માં પૂરું થયું. પાછળથી આ સ્થળે વધારેના સાંચાઓ ગોઠવવાની જરૂર પડી. એટલે સર જમશેદજીના પુત્ર ઑનરેબલ રૂસ્તમજીએ રૂ. ૮૦૦૦૦) પૂરા પાડી આ કામ કરાવ્યું હતું.

મુંબઈની મેસર્સ રિમીન્ગટન કંપની રોકડા નાણાના અભાવે મુશ્કેલીમાં આવી પડી. સર જમશેદજી એ કંપનીના ભાગીદારોના મિત્ર હતા. એમણે વચ્ચે પડી રોકડું નાણું આપી કંપનીને બચાવી લીધી. કંપનીએ એક સોનાની પ્લેટ અઢી ફીટના ઘેરાવાની સર જમશેદજીને ભેટ આપી એના ઉપર આભારસૂચક લેખ મુકયો.

ચીનની મેસર્સ જાર્ડીન મેથીસન્ કંપનીને સંકડામણના સમયે સર જમશેદજીએ આર્થિક મદદ કરી હતી. સર જમશેદજીએ પોતાનું આડતનું કામ એ કંપનીને સોંપ્યું હતું. એના વડા ભાગિયા મિ. વિલીઅમ જાર્ડીનને રૂ. ૩૫૦૦૦)ની કિંમતનાં નાદર કારીગરીનાં સોનાનાં વાસણો સર જમશેદજીને વિલાયતથી ભેટ મોકલ્યાં હતાં.

ઇ. સ. ૧૮૫૫ ની તા. ૧૪ એપ્રિલને દિવસે લંડનના લોર્ડ મેયરે ત્યાંની બધી આગેવાન સંસ્થાઓની સૂચના અને સહકારથી સર જમશેદજીને લંડનના છૂટાપણાનું માન Freedom of the

City of London આપ્યું હતું. એક હિંદીને આ પહેલું માન મળ્યું હતું. એમના પછી એમના પુત્ર રૂસ્તમજીને વિલાયતમાં બે લાખ રૂપિયાની સખાવત કરવા માટે એ માન મળ્યું હતું. તે પછી કોઇ હિંદી લંડનનું છૂટાપણું મેળવી શક્યો નથી.

૧૮૫૫ માં સર જમશેદજી સીત્તેર વરસની ઉંમરના હતા. એઓ હવે કામધંધામાંથી તદ્દન નિવૃત્ત થયા હતા. ના. ગવર્નર લોર્ડ એલફિન્સ્ટનના પ્રમુખપણા નીચે મુંબઇના શેરીફે એક સભા બોલાવી. એમની યાદગિરી માટે એમની કદર તરીકે એમની મૂર્તિ (પૂતળું) ઊભી કરવાનો ઠરાવ થયો. તે માટે રૂ. ૪૬૩૪૬ નું ફંડ મુંબઇની પ્રજા તરફથી થયું હતું. સંગેમરમરનું આ પૂતળું રૉયલ એશિયાટીક સોસાઈટીના મકાનમાં ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. આ પૂતળાની બનાવટ માટે ઇટાલીઅન કારીગર મારોસેટીને રૂ. ૪૦૦૦૦ અપાયા હતા.

સર જમશેદજીએ નાણાં ખૂબ કમાઇ જાણ્યાં તેમ વાપરી પણ જાણ્યાં. ગામેગામથી કૂવાઓ ખોદાવવા માટે એમની પાસે પ્રતિનિધિઓ આવવા લાગ્યા. સર જમશેદજી પાકી ખાત્રી કરી યોગ્ય, ચોકસી કરી, કૂવાઓ ખોદાવવા માટે નાણાંની મદદ આપતા હતા. આવા સેંકડો કૂવાઓ અને ધર્મશાળાઓ એમણે બંધાવી આપ્યાં હતાં. તળાવો પણ બંધાવી આપ્યાં હતાં. સર જમશેદજી આપવાનું—દાન કરવાનું બહુ પસંદ કરતા હતા. પરંતુ પૂરતી ચોકસી કર્યા વગર એમને નાણાં આપવાં ગમતાં નહિ. સ્કૉટલેન્ડ અને આયરલેન્ડના દુકાળોના સમયમાં એમણે નાણાંની મદદો મોકલી હતી. અફઘાનીસ્તાન અને ક્રિમિયાનાં યુધ્ધો સમયે ઘાયલોને મદદ આપવા એમણે નાણાં મોકલ્યાં હતાં. ભૂખ્યાને રોટલો, તરસ્યાને પાણી, અનાથને આશ્રય, અભણને વિદ્યા, રોગીને ચિકિત્સા આપવાનાં કાર્યોમાં સર જમશેદજીએ પોતાનું ધન ખર્ચ્યું હતું. પારસીઓ માટે ખાસ અને નાતજાતના ભેદ વગર બીજી કોમો માટે સામાન્ય રીતે મોટી નાણાંની રકમો એમણે આપી હતી.

સર જમશેદજી પોતાના દેશી ભાઇઓને હુન્નર અને કારીગરી શીખવવાની કોઈ યોજના ચાલુ કરવા ઘણો વખત થયાં વિચારી રહ્યા હતા. એમણે ઈ. સ. ૧૮૫૩ માં સરકારને એક પત્ર લખી હુન્નરશાળા ચાલુ કરવા માટે પોતે એકલાખ રૂપિયા આપવાની તૈયારી બતાવી હતી. રંગકામ, ચિત્રકામ, કોતરકામ, નકશીકામ, વણકર વગેરેના ધંધા આ શાળામાં શીખવવાના હતા. કોર્ટ ઑફ ડીરેકટરોની બોર્ડે સર જમશેદજીની આ માંગણી સ્વીકારી લીધી. સર જમશેદજી જીજીભાઇ સ્કૂલ ઑફ આર્ટ એન્ડ ઇન્ડસ્ટ્રી ઇ. સ. ૧૮૫૭ થી ચાલુ થઇ. સર જમશેદજીના છોકરાઓએ એના માટે પોતાનું મકાન વગર ભાડે આપ્યું હતું, સર જમશેદજીએ એકલાખ રૂપિયાનો ચેક સરકારને મોકલી આપ્યો હતો. આ હુન્નરની સ્કૂલના વિકાસ માટે ઈ. સ. ૧૮૬૪ માં સર જમશેદજીના પુત્ર શેઠ રૂસ્તમજીએ રૂ. ૫૦૦૦ આપ્યા હતા. પાછળથી સર જમશેદજીનાં પત્ની લેડી આવાંબાઈએ બીજા દોઢલાખ રૂપિયા અને એમના પુત્ર અને પુત્રીએ મળીને રૂ. ૭૦૦૦૦ મળીને રૂ. ૨૨૦૦૦૦ રૂપિયાનું વ્યાજ સરકારને આ શાળાના વિકાસ માટે આપવાનું સ્વીકાર્યું હતું. કેટલાક વરસો સુધી દર વરસે રૂ. ૧૭૬૦૦) વ્યાજના આપવામાં આવતા હતા. કુલ ત્રણેક લાખ રૂપિયા આ હુન્નરશાળા માટે આપવામાં આવ્યા હતા. હજી આ હુન્નરશાળા સારી રીતે ચાલે છે. એનું માન સર જમશેદજીને ફાળે જાય છે. આ હુન્નરશાળામાંથી હજારો વિદ્યાર્થીઓ હુન્નર શીખી બહાર પડયા છે.

ઇ. સ. ૧૮૫૭ ની તા. ૬ ઑગસ્ટે નામદાર મહારાણી વિક્ટોરીઆએ સર જમશેદજી જીજીભાઇને બેરોનેટ બનાવ્યા હતા. આ વખતે સર જમશેદજીની ઉંમર ૭૪ વરસની હતી. એમણે પચીસ લાખ રૂપિયાની સરકારી પ્રોમીસરી નોટો, પોતાના વારસોને બેરોનેટ પદવીનું મહત્વ નિભાવવાનું બની શકે તે માટે સરકારમાં અનામત

મૂકી હતી. સર જમશેદજીના વારસોમાંથી સૌથી વડીલ વંશપરંપરા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ તરીકે ઓળખાય એમ સરકારે સ્વીકાર્યું હતું. રૂપિયા પચીસ લાખનું વ્યાજ બેરોનેટને જીંદગી પર્યંત આપવાનું સરકારે કબુલ કર્યું હતું. એ બેરોનેટ માટે મજગામ કેસલવાળો બંગલો હમેશાં રહે તે માટે સરકારને સોંપવામાં આવ્યો હતો. બેરોનેટની વિધવાને દર વરસે રૂપિયા દશ હજાર સાલીયાણા તરીકે આપવાની સરત હતી. આ રીતે હમણાં ઘણું કરી ચોથા સર જમશેદજી બેરોનેટ આ પેદાશ અને બંગલો વાપરે છે.

સર જમશેદજી હવે ખૂબ વૃદ્ધ થયા હતા. પોતાનો બહોળો વેપાર એમણે પોતાના ત્રણે પુત્રોને સોંપી દીધો હતો. હજી પોતાના બંગલામાં બેસીને એઓ સૌ મળવા આવનારાઓની વાતો સાંભળી દાનો આપતા જતા હતા. એઓ છેવટ બિછાના ઉપરથી ઉઠી શકતા નહોતા છતાં દાનો આપવાની સૂતાં સૂતાં પણ આજ્ઞા ફરમાવતા હતા. એઓ ખૂબ સુખી જીંદગી ગુજારી ગયા હતા. એમને સૌ વસ્તુઓ પરમાત્માએ બક્ષિસ આપી હતી. ૭૦ વરસની ઉંમર સુધી એમણે સારી તંદુરસ્તી ભોગવી હતી. એમનાં સ્ત્રી લેડી આવાંબાઇ જગતની પરોપકારી સ્ત્રીઓમાં ગણાવા ભાગ્યશાળી થયાં હતાં. પતિની સેવા એમણે છેવટ સુધી પૂરા પ્રેમથી કરી હતી. સર જમશેદજીના ત્રણ પુત્રો (૧) ખરશેદજી (૨) રૂસ્તમજી અને સોરાબજી પણ પિતાના જેવાજ ઉદાર અને પરોપકારી હતા. એમણે પણ પિતાના વેપારનો વિકાસ કર્યો હતો. સર જમશેદજીની એક જ પુત્રી પીરોજબાઈ પણ સારી સખાવતો કરી ગયાં હતાં. સર જમશેદજીની પાસે મોટી દોલત, જાહોજલાલી, આજ્ઞાંકિત અને પરોપકારી સ્ત્રી, શાહ સોદાગર જેવા ઉમદા વિચારના પુત્રો, કેળવાયલી પુત્રી, મોટો વેપાર, મોટી કીર્તિ અને કુટુંબસંપ હતાં. પુત્રો, પૌત્રોનો મોટો પરિવાર એમના પ્રત્યે ભક્તિ રાખતો હતો. જગતમાં થોડા મહાન નર થઈ ગયા છે તેમાંના આપણા પહેલા બેરોનેટ પણ હતા.

મરણ વખતે સર જમશેદજીની ઉંમર ૭૬ વરસની હતી. સ્ત્રી, પુત્રો, પૌત્રો, દિકરી, દોહીત્રીનું કુટુંબ એમની સેવામાં હાજર હતું. નાના બાળકોને રમાડવાનું એમને ઘણું ગમતું હતું સવારના બાળકોને રમાડવાની મોજ મેળવતા, બપોરે આરામ લેતા, બપોર પછી અનેક નાણાંના ફાળાઓ ભરાવવા એમની પાસે આવતા હતા. પોતાની નજર કાયમ હોવાથી ચશ્મા ચડાવી ધાર્મિક પુસ્તકો વાંચતા હતા. શાંત અને સુખી જીંદગી છેલ્લા ૭ વરસો થયાં એઓ ગુજારતા હતા. પાછળથી અશક્તિ અને વૃદ્ધાવસ્થાને લીધે એઓ બહાર પણ નીકળતા નહોતા. પરંતુ ઘરે સૌને મળતા હતા. કોઈપણ દુઃખી દીન અને ગરીબને એઓ ખુશીથી મળતા હતા. સૌને કાંઈને કાંઈ આપી વિદાય કરતા હતા. પારસી પંચાયત અને બીજા નાતજાતના કામોમાં એમણે વૃદ્ધાવસ્થાને લીધે ભાગ લેવો છોડી દીધો હતો.

ઈ. સ. ૧૮૫૯ ની શરૂઆતમાં જ તેઓ અશક્ત થયા. તે પહેલાં બે વરસ એઓ બહુજ થોડું બહાર નીકળતા હતા એમને જલંદરનો રોગ હતો. માર્ચમાં એમની બિમારી ઘણી વધી ગઇ. તા. ૧૪ એપ્રીલ ૧૮૫૮ ના દિવસે એમનો સ્વર્ગવાસ થયો. મરણની બે દિવસ અગાઉ ગોદીના સુથારોને પેન્શન આપવાના ફંડમાં એમણે પાંચ હજાર રૂપિઆ ભરી આપ્યા હતા. એક માસ સુધી એઓ તદ્દન ખાટલાવશ રહ્યા હતા. એઓ મોટા કુટુંબની વચ્ચેથી ૭૬ વરસની ઉંમરે વિદાય થયા.

એમના જેવા સપૂત માટે આખા હિંદે શોક પાળ્યો હતો. મુંબઈના ગવર્નર લૉર્ડ ઍલ્ફિન્સ્ટને એમને ત્યાં જાતે આવી એમના પુત્રો અને કુટુંબને દિલસોજી બતાવી હતી. આવા મહાન પરોપકારી ગૃહસ્થના મરણ માટે જાહેર વર્તમાનપત્રોએ ખૂબ દિલગીરી જાહેર કરી હતી. શેઠ સોરાબજી સાપુરજી બંગાળીએ નીચે પ્રમાણે લખ્યું હતું.

'પારસીઓ આજે ૧૧૦૮ વરસો થયાં પોતાનું કદીમ વતન ઈરાન છોડી, હિંદુસ્તાન આવી વસ્યા. આ લાંબી મુદતમાં મરહૂમ

સર જમશેદજી જીજીભાઇ એક્કો નર નિકળ્યા છે. કોઇ પારસીએ ૧૧૦૦ વરસની મુદતમાં કર્યું નથી તે આ નરે કર્યું છે.'

સર જમશેદજીએ મોટી દોલત ભેગી કરી હતી. એમાંથી જાહેરમાં અને ખાનગીમાં પુષ્કળ સખાવતો કરી હતી. ૨૫ થી ૩૦ લાખ રૂપિયા સખાવતમાં વાપરવા છતાં એઓ પોતાના મરણ પછી મોટી દોલત મુકી ગયા હતા. તે સમયની મુંબઈની સુપ્રીમ કોર્ટમાં એમના વસીયતનામાનું પ્રોબેટ લેવામાં આવ્યું હતું તેમાં એમની દોલત ૮૫ લાખ રૂપિયા ઠેરવવામાં આવી હતી. તેમાંથી ૨૫ લાખ બેરોનેટ ટ્રસ્ટના સરકારમાં ભર્યા હતા. લેડી આવાંબાઇને બે લાખ રૂપિયા, પુત્રી પીરોજબાઈને એક લાખ રૂપિયા અને રૂપિયા બે લાખ પોતાના સગાં સંબંધી, જૂના નવા નોકરો, મિત્રો, કારભારીઓ, મહેતાઓને બક્ષિસ તરીકે આપ્યા હતા. રૂ. ૧૫૦૦૦) પોતાના જૂના અંગત મિત્ર મિ. ફાર્ડને બક્ષિસ આપ્યા હતા. બાકીની પુંજીમાં ત્રણ ભાગ કરીને પોતાના પુત્રો ખરશેદજીને તેના ભાગ ઉપરાંત ત્રણ લાખ રૂપિયા વધારે આપ્યા હતા. ઇંગલન્ડમાં એમની મિલ્કત રૂ. ૧૮૦૦૦૦ ની હતી.

સર જમશેદજી ગરીબીમાં જન્મી ગરીબીમાં ઉછર્યા હતા. છતાં જ્યારે દરરોજ રૂ. ૧) કમાતા ત્યારે પણ રૂ. ૦॥ ગરીબોને આપતા હતા. એઓ કરોડો કમાયા ત્યારે પણ રોજ મોટું દિલ એમણે દેખાડયું હતું. એમણે ચીનની અનેકવાર મુસાફરીઓ કરી હતી. અનેક વખત જીંદગીના જોખમમાં આવી ગયા હતા. પરમાત્માની કૃપાથી એઓ એક કરતાં ઘણી વખત બચી ગયા. મોટી સમૃદ્ધિ સંપાદન કરી, એક મોટા શાહ સોદાગર, પારસી કોમના બુઝર્ગ અકાબર, પહેલા બેરોનેટ, સંભાવિત શહેરી, મહાન દાનેશ્વરી અને સુખી કુટુંબના વડીલ તરીકે, મહાન પુરૂષ તરીકે, એઓ પંકાઇ ગયા છે. એમણે એક જ પુસ્તક રચ્યું હતું. એમનાં ધર્મપત્ની અને પુત્રોની ઉદારતા જુદાજ લેખમાં વર્ણવીશું.

## બાઇ આવાંબાઇ

### ( સર જમશેદજી જીજીભાઈ બેરોનેટનું કુટુંબ )

સર જમશેદજીની બે બ્હેનો પરણેલી નહોતી. એમની બ્હેનો દીર્ઘજીવી હતી. મોટાં નવાજબાઇ ઇ. સ. ૧૮૪૬ માં ૮૩ વરસની ઉમ્મરે બહેસ્તનશીન થયાં. નાનાં બહેન બાઈ આવાંબાઇએ પણ ૭૫ વરસની જીંદગી જોઇ. બહેનોની યાદગીરી સાચવવા સર જમશેદજીએ નવસારી અને સુરતના પારસી ધર્મખાતાઓમાં મોટી રકમો આપેલી હતી. એમના મોટા ભાઇ માણેકજી ગાંધીની દુકાન રાખતા હતા. પાછળથી સર જમશેદજીની ચઢતીના સમયમાં એમને ભાગીઆ બનાવ્યા હતા. એમના વંશજો મુંબઇમાં છે.

સર જમશેદજીનો એમના માસા શેઠ ફરામજી નશરવાનજી બાટલીવાળાએ હાથ ઝાલ્યો. ગરીબ સંબંધીને નવસારીથી મુંબઇ તેડાવીને એમણે પોતાની ખાલી બાટલીની દુકાન ઉપર કામે લગાડયા. ઇ. સ. ૧૯૦૧ માં સર જમશેદજીએ પોતાની ખાલી બાટલીની દુકાનમાં ભાગીયા બનાવ્યા. બાઈ આવાંબાઈ શેઠ ફરામજી નશરવાનજી બાટલીવાળાનાં પુત્રી હતાં. ઈ. સ. ૧૭૯૩ માં એમનો જન્મ થયો હતો. પોતાના પતિ કરતાં ૧૦ વરસ ઉમરે નાનાં હતાં. એ સમયે પારસીઓમાં બાળવિવાહ હતો. સર જમશેદજી સાથે લેડી આવાંબાઇ આઠ વરસની ઉમ્મરે પરણ્યાં હતાં, સાધારણ ગુજરાતી જાણતાં હતાં.

પતિની જેમ લેડી આવાંબાઇ દાની અને મોટા મનનાં હતાં. સર જમશેદજી જીજીભાઇની ચીનની ૭ સફરોના દિવસો લેડી આવાંબાઇએ ભારે ચિંતાઓમાં ગુજાર્યા હતા. ફ્રેન્ચોના હાથમાં પકડાયા, સ્ટીમર ભાંગી ત્યારે મહિનાઓ સુધી એમના સમાચારો નહોતા મળ્યા. જીવતા છે કે કેમ તે પણ ખબર નહોતી. આવાંબાઈ આ સમય બહુ જ ચિંતામાં ગાળતાં હતાં.

એમણે પોતાની ખાનગી સખાવતો તો ઘણી કરી હતી. કોઇ પણ ગરીબ જરથોસ્તી ઘરે આવે તો તેનો કાંઈ ને કાંઇ સત્કાર કરવો એ એમનો ધર્મ થઈ પડ્યો હતો. એમની શરૂઆતની જાહેર સખાવત દેશાવરોના ગરીબ પારસીઓને મદદ કરવા રૂ. ૩૭૫૦૦) નું ટ્રસ્ટ કર્યું હતું. એનો વહિવટ પણ પોતાને હાથ રાખ્યો હતો.

માહિમ અને વાંદરા વચ્ચેનો મોટો લેડી જમશેદજી પૂલ અને તેની આસપાસના મોટા રસ્તાઓ બંધાવી આપવા માટે સર જમશેદજીએ લેડી આવાંબાઈની સંમતિથી રૂ. ૧૮૦૦૦૦) ખર્ચ્યા હતા.

સર જમશેદજીએ બંધાવેલી "ડિસ્ટ્રીકટ બેનીવોલેન્ટ સોસાયટી"ને સર જમશેદજીના મરણ પછી લેડી આવાંબાઇએ વીસ હજાર રૂપિયા આપ્યા હતા.

ઇ. સ. ૧૮૫૯ માં જરથોસ્તી રવાનોને આખર મજલ પહોંચાડવાના એમના દિકરાઓના ઉભા કરેલા ફંડમાં દશ હજાર રૂપિયા આપ્યા હતા.

સર જમશેદજી જીજીભાઇ ઝંદ પહેલવી મદ્રેસા સ્થાપવા માટે લેડી જમશેદજીએ રૂા. ૩૫૦૦૦) આપ્યા હતા.

કલકત્તા ખાતે મોટું પવનનું તોફાન ઇ. સ. ૧૮૬૪ માં થયું તેના ફંડમાં લેડી જમશેદજીએ રૂ. ૭૫૦૦ આપ્યા હતા.

ઇ. સ. ૧૮૬૮માં ઉદવાડાની ધર્મશાળા બંધાવા લેડી આવાંબાઈએ રૂ. ૪૭૫૦૦) આપી ધર્મશાળા બંધાવી આપી હતી.

પોતાના પતિના નામથી ચાલતી "સર જમશેદજી સ્કુલ ઑફ આર્ટ" ને ઇ. સ. ૧૮૩૫ થી ૧૮૪૦ માં લેડી આવાંબાઈએ રૂ. ૪૦૦૦૦) ની મદદ આપી હતી.

ઇ. સ. ૧૮૭૦ માં લેડી આવાંબાઈ ૭૭ વરસની ઉંમરે મરણ પામ્યાં હતાં. પારસી કોમે એમને મોટું માન આપ્યું હતું.

*

બીજા બેરોનેટ (શેઠ ખરશેદજી) જમશેદજી જીજીભાઇનો જન્મ ૧૮૧૨ માં થયો હતો. થોડો અંગ્રેજી અભ્યાસ કર્યા પછી રિમીંગ્ટન કંપનીમાં વેપારી અભ્યાસ માટે સર જમશેદજીએ એમને મૂકયા હતા. વીસ વરસની યુવાન ઉમ્મરે ખરશેદજી એગ્રીકલચરલ સોસાયટીના સેક્રેટરી થયા. ઇ. સ. ૧૮૩૫ માં ૨૩ વર્ષની ઉમરે પિતાની પેઢીમાં ભાગીદાર તરીકે જોડાયા. એઓ રોયલ એશિયાટિક સોસાયટીના એક 'સભ્ય' બન્યા. પૂનાના મોબેદોના ઝઘડામાં એમણે વચ્ચે પડી સમાધાન કરી આપ્યું. ઇ. સ. ૧૮૪૧ માં એલ્ફિનસ્ટન ઈન્સ્ટીટયુટના એક કારભારી નિમાયા. ઇ. સ. ૧૮૪૨ માં સુવેરના અમલદાર થયા. જી. આઇ. પી. રેલ્વેના ડીરેકટર, મુંબઈ યુનિવર્સિટીના ફેલો અને કોર્પોરેશનના સભ્ય બન્યા. પોતાના પિતાના દરેક જાતના વહિવટનું એમણે સુકાન લીધું.

ઇ. સ. ૧૮૫૯ માં એઓ બીજા બેરોનેટ થયા. ૧૮૬૦ માં ઇંગ્લાંડના પ્રવાસે ગયા ત્યાં એમને સારૂં માન મળ્યું.

મુંબઈમાં મોટો સટ્ટો ચાલ્યો. તેમાં એમની મોટી દોલત ઘસડાઇ ગઇ, છતાં લેણદારોને આના પાઈ શીખે રકમો ચૂકાવી આપી. જાંહોજલાલી ચાલી ગઇ.

ઈ. સ. ૧૮૬૭ થી ૧૮૭૨ સુધી બીજા બેરોનેટ લેજીસ્લેટીવ કાઉન્સીલના ચાલુ સભ્ય નિમાયા હતા.

ઇ. સ. ૧૮૬૭ માં દખણુ કૉલેજનું મકાન બાંધવા બીજા સર જમશેદજીએ રૂપિયા એક લાખ આપ્યા હતા.

પોતાના પિતાને નામે ચાલતી હોસ્પીટલમાં વધારો કરવા રૂા. ૫૦૦૦૦) આપ્યા હતા. આથી કેટલાક નવા વોર્ડો ઉમેરાયા.

સર જમશેદજી જીજીભાઇ પારસી "બેનીવોલેન્ટ"ની મુંબઇની સંસ્થાને એમણે સ્કોલરશીપો આપવા માટે દશહજાર રૂપીઆની ભેટ આપી હતી. ખાનગી સખાવતો વિશાળ પાયે કરી હતી,

ઇ. સ. ૧૮૭૨ માં એમને હિંદી સરકારે સી. એસ. આઈ. નો ખિતાબ આપ્યો હતો.

ઇ. સ. ૧૮૭૭ માં ૬૫ વરસની ઉમ્મરે જલંદરના રોગથી એમનું મરણ થયું હતું. એમની પાયદસ્તમાં ગવર્નર અને સેનાધિપતિ આવ્યા હતા.

એમની યાદગીરીમાં રૂ. ૪૦૮૦૦નું ફંડ થયું હતું. એમના પુત્ર માણેકજી ત્રીજા બેરોનેટ થયા.

# ઑાનરેબલ શેઠ રૂસ્તમજી જમશેદજી

પહેલા સર જમશેદજીના એઓ બીજા પુત્ર હતા. દીલની દિલાવરીથી સખાવતો અને સારાં કામો એમણે પહેલા સર જમશેદજીથી પણ વધારે પ્રમાણમાં કર્યાં હતાં. એમણે પરોપકારના કાર્યમાં છૂટે હાથે પૈસા ખર્ચ્યા હતા. પારસી કોમમાં એમના મુકાબલે આવે એવા સખાવતી બાહુ થોડા નરો પાક્યા છે. ઇ. સ. ૧૮૨૪ માં રૂસ્તમજીનો જન્મ થયો હતો. ગુજરાતી ગામઠી નિશાળમાં એમનું શિક્ષણ શરૂ થયું હતું. પછી પિતાએ અંગ્રેજ શિક્ષકોને રોકી અંગ્રેજી કેળવણી આપી ઇ. સ. ૧૮૩૦ માં સોળ વર્ષની ઉમ્મરથીજ રૂસ્તમજી પિતાની સાથે જાહેર કામોમાં ભાગ લેવા માંડયા. એમનાં લગ્ન ૧૨ વર્ષની નાની વયે થયાં હતાં. ૨૦ વરસની ઉમરે પિતાની પેઢીના ભાગીદાર થયા.

ઇ. સ. ૧૮૪૦ માં સોળ વરસની ઉમરે રૂસ્તમજીએ "ફ્રૅમ્બ્સ ફન્ડ"માં પાંચસો રૂપિયા આપ્યા હતા.

૧૮૪૦ માં રૂસ્તમજી ઍલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટયુશનમાં સભ્ય નિમાયા. ૧૮૪૫ માં કોર્ટ ઑાફ રેકવીઝીશનના કમિશ્નર, ૧૮૪૭ માં "ગ્રાન્ડ જ્યુરી" માં સભ્ય, ૧૮૫૦ માં રૉયલ એશિયાટિક સોસાયટીના સભ્ય, ૧૮૫૧ માં "જસ્ટિસ ઑાફ ધી પીસ" અને એજ વરસમાં સેવિંગ્સ બેન્કમાં ડિરેક્ટર નિમાયા હતા. ૧૮૫૪ માં "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેન્ટ ઇન્સ્ટીટયુટ" માં એક સેક્રેટરી, અને

૧૮૫૫ માં "મુંબઈ બેન્ક" ના ડિરેક્ટર થયા હતા. ઈ. સ. ૧૮૫૯ માં એમના પિતાનું મરણ થતાં અઢાર લાખ રૂપિયા રોકડા વારસામાં મળ્યા હતા. રૂસ્તમજી સાહસિક વેપારી હતા. એમણે મોટો વેપાર ચલાવી એક કરોડ રૂપિયા જેટલું ધન પેદા કર્યું હતું. ૧૮૬૧ માં રૂસ્તમજી ગવર્નરની કાઉન્સિલના સભ્ય બન્યા હતા. લાયસન્સ ટેક્ષ સામે જબરી લડત ચલાવી હતી. સરકાર સાથે મતભેદોના કારણે એમણે રાજીનામું આપ્યું હતું. પરન્તુ ફરીથી પાછા નિમાયા હતા. ઈ. સ. ૧૮૫૯ માં શેઠ રૂસ્તમજી પારસી પંચાયતના ટ્રસ્ટી થયા હતા. અત્યાર સુધી એમની સખાવતો ખાનગી હતી.

૧. ઈ. સ. ૧૮૬૦ ના દુકાળ ફન્ડમાં એમણે પાંચ હજાર રૂપિયા ભર્યા.

૨. ઇ. સ. ૧૮૬૨ ના મેન્ચેસ્ટરના વણકર લોકો અમેરિકાના આંતરિક યુદ્ધને લીધે સંકટ ભોગવતા હતા એમને મદદ માટે પાંચ હજાર રૂપિયા મૂકયા.

૩. ઇ. સ. ૧૮૬૩ માં ગુજરાતમાં ભયંકર મોંઘવારી પ્રસંગે રૂા. પંદર હજાર ગરીબ જરથોસ્તીઓમાં વહેંચવા આપ્યા, આ સિવાય ભરૂચ, ગણદેવી, નવસારી, બીલીમોરા, વલસાડ, ઉદવાડા, દમણ અને તારાપોરના ગરીબ જરથોસ્તીઓને અનાજ વહેંચવા મુંબઇથી ચડાવ્યું હતું.

૪. ઈ. સ. ૧૮૬૩ માં કૌન્જીવરમ ખાતે (મદ્રાસ ઇલાકો)ના દુઃખી વણકરોને મદદ આપવા માટે ભાઇઓ સાથે રૂ. ૨૫૦૦૦ મોકલ્યા.

૫. ૧૮૬૪ ના રત્નાગીરી જીલ્લામાં દુકાળના સમયે મોંઘવારીમાં મદદ કરવા માટે ૧૦૦૦ ગુણી અનાજની મોકલી આપીને પાંચસો કુટુંબોનું ગુજરાન મહિનાઓ સુધી કર્યું હતું.

૬. ૧૮૬૪ માં ગુજરાતમાં મોટો દુકાળ પડયો. એમણે રૂ. ૮૦૬૦૦ ની કીંમતની હજાર અનાજની ગુણીઓ ગુજરાતમાં મોકલી

દીધી. નાતજાતના તફાવત વગર સર્વે કોમોને છૂટથી મદદ કરી. બોમ્બે બરોડા રેલ્વે કંપનીએ કાંઇ પણ નૂર લીધા વગર અનાજ ગુજરાતમાં પહોંચાડયું હતું.

૭. દક્ષિણમાં પણ એજ સાલમાં મોટો દુકાળ હતો. આ સમયે એમણે પોતાનું નામ જાહેર કર્યા વગર એક લાખ રૂપિયાનું અનાજ ખરીદી દુકાળીઆઓને વહેંચવા સરકારને સોંપ્યું હતું. એમનું દાતા તરીકેનું નામ ઘણાં વરસો પછી કલકત્તામાં હિંદી સરકારે જાહેર કર્યું હતું.

૮. ખેડા જીલ્લામાં કલેકટરની મારફતે રૂ. ૬૦૦૦) દુકાળ માટે મોકલી ગરીબો વચ્ચે અનાજની વહેંચણી કરી હતી.

૯. ૧૮૬૭ માં સુરત શહેરના નાનપુરામાં મોટી આગ લાગી ત્યારે શેઠ રૂસ્તમજીએ રૂ. ૫૦૦૦) મદદના મોકલી દીધા હતા. પોતાનું નામ જાહેર કર્યું જ નહોતું.

૧૦. ૧૮૬૪ માં કલકત્તામાં દરિયાના પાણીનું મોટું પૂર આવ્યું. સેંકડો બોટો ડુબી ગઈ. હજારો લોકો નિરાશ્રિત થઈ પડયા. લોકોમાં ભૂખમરો ફેલાયો. આથી મુંબઈમાં મોટું ફંન્ડ થયું. કુલ રૂ. ૨૫૦૦૦) પહેલી વખતે અને રૂ. ૭૦૦૦) બીજી વખતે એમ બે રકમે રૂ. ૩૨૦૦૦) રૂસ્તમજીએ મોકલી આપ્યા હતા. કલકત્તામાં ૩૦ ફીટ જેટલાં પાણી ઉંચે ચઢયાં હતાં.

૧૧. માથેરાન બજારમાં મોટી આગમાં રૂ. ૧૦૦૦) મોકલ્યા હતા. ૧૮૭૫ ના મલબાર કિનારાની મોટી આગ સમયે હજારો રૂપિયાની મદદ રૂસ્તમજીએ મોકલી હતી.

૧૨. કલકત્તાના "ચેમ્બર હોલ" ને રૂ. ૧૦૦૦૦) ની મદદ આપી હતી.

૧૩. મછલીપટ્ટમમાં મોટું સાગર તોફાન થયું. હજારો માણસો માર્યા ગયા. રૂસ્તમજીએ રૂપિયા બે હજાર પોતાના પદરથી મોકલી દીધા.

૧૪. સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલેન્ટ ઇન્સ્ટીટ્યુટને શાળાઓ સ્થાપવા મોટી રકમો આપી હતી.

૧૫. ગુજરાતના મુખ્ય શહેરોમાં શાળાઓ સ્થાપવા માટે રૂસ્તમજીએ રૂ. ૭૦૦૦૦) નું ફંડ સરકારને સોંપ્યું હતું.

૧૬. પોતાના પિતાજીના નામે ચાલતી શાળાઓમાં રૂ. ૮૦૦૦) ની મદદ આપી હતી.

૧૭. પારસી કોમના યુવાનોને શરૂઆતનું શિક્ષણ આપવા એક લાખ રૂપિયાની રકમ એમણે આપી દીધી.

૧૮. વિલાયત જઇને બૅરિસ્ટરનો ધંધો શીખી આવવા માટે દોઢ લાખ રૂપિયાની મોટી રકમ જુદી કાઢી હતી, તેમાંથી પાંચ જુદા જુદા પ્રાંતોમાંથી વિદ્યાર્થીઓ ચૂંટી કાઢીને મોકલ્યા હતા. કલકત્તામાંથી વ્યોમેશચંદ્ર બેનરજી, મુંબઇથી ફિરોઝશાહ મે. મહેતા ગયા હતા. ( પાછળથી એમણે ના પાડી હતી ).

૧૯. સર જમશેદજી જીજીભાઈ આર્ટ્સ સ્કુલને એમણે સરકાર મારફતે રૂ. ૭૫૫૦૦) રોકડા આપ્યા. રૂ. ૭૫૦૦૦) નું વ્યાજ રૂસ્તમજી અને એની માતાજીએ ઘણાં વરસોં સુધી આપ્યું હતું.

૨૦. ઇ. સ. ૧૮૬૨ માં રૂસ્તમજી ગુજરાતની મુસાફરીએ ગયા હતા, ત્યારે એમણે લાખો રૂપિયાની સખાવતો કરી હતી. દમણમાં ૮૭૦૦૦) ને ખર્ચે એક મોટી શાળા બાંધી આપી હતી. આથી પોર્ટુગીઝ સરકારે એમને નાઇટહુડનો ખિતાબ આપ્યો હતો અને ગોવાની સરકારે સોનાનો ચાંદ અને બે તોપો ભેટ આપી હતી.

રૂસ્તમજીએ રૂ. ૩૦૦૦૦) એ પ્રસંગે ગરીબોને વહેંચવા આપ્યા હતા. ગુજરાતમાં એ સમયે લાખોનો ધર્માદા કર્યો હતો.

૨૧. પારસી રવાનોને અવલ પહોંચાડવાનું ફંડ ઉભું કરી અમાં રૂસ્તમજીએ રૂા. ૭૦૦૦) ભર્યા પછી બીજા ૨૫૦૦) ભર્યા. એ ફંડ કેટલાક લાખોનું થયું છે.

૨૨. સર જમશેદજી હોસ્પીટલમાં રક્તપિતીઆઓ માટે વૉર્ડ ખોલવા રૂસ્તમજીએ એંસી હજારની રકમ કાઢી આપી હતી.

૨૩. ઉદવાડા, દમણ, બીલીમોરા સ્થળોએ દવાખાનાઓ નિભાવવા રૂ. ૧૭૦૦૦) ની રકમ રૂસ્તમજીએ જુદી કાઢી આપી હતી. નવસારીના દવાખાના ઉપર ૪૭૦૦) ખર્ચ કર્યો હતો.

૨૪. ઇ. સ. ૧૮૬૪ માં રૂસ્તમજીએ ધર્માદા દવાખાના અને હૉસ્પિટલોમાં વહેંચી દેવા પોતાના આડતિયા મી. ક્રૉફર્ડ મારફતે દોઢલાખ રૂપિયાની નાદર રકમ લંડનના લૉર્ડ મેયરને મોકલી હતી. એજ વરસમાં લંડન શહેરે પોતાનું મોટું ફ્રીડમ ઑફ ધી સીટી ઑફ લંડન એમના ઉપર બક્ષ્યું હતું.

૨૫. રૂસ્તમજીએ ઘણી ધર્મશાળાઓ બંધાવી છે. ભરૂચ સ્ટેશનની નજદિક રૂપિયા ૨૦૦૦૦) ખર્ચી ધર્મશાળા બાંધી. પારડીની ધર્મશાળા પાછળ રૂા. દશહજાર ખર્ચ્યા. મુંબઇની ગ્રાન્ટરોડની ધર્મશાળા વિશાળ પાયે એમણે બાંધી. તે પાછળ મોટી બાદશાહી રકમ રૂા. ૧૧૦૦૦૦) ખર્ચી હતી, ભાડા ગામમાં પૂલ બંધાવી આપવા પાછળ રૂા. ૧૫૦૦૦) ખર્ચ્યા હતા. ખડાળાના તળાવનું સમારકામ કરવા પાછળ રૂ. ૭૦૦૦) ખર્ચ્યા હતા.

૨૬. ઘોઘા, ભાવનગર, માંગરોળ, મહુવા, ધ્રાંગધ્રા, લીંબડીની પાંજરાપોળોને રૂ. ૨૨૭૫૦) ના રકમો એમણે મોકલી હતી.

૨૭. લાચાર ઇરાનીઓને સુદરેહ કુસ્તી પહેરાવવાના ફંડ માટે રૂ. ૪૦૦૦), એમને પરણાવવાના ફંડમાં રૂ. ૫૦૦૦૦) બીલી-મોરાના દોખમા બાંધવા રૂ ૪૦૦૦), સર જમશેદજી મદ્રેસાના ફંડમાં રૂ. ૩૦૦૦), ગણદેવી નસેસાવર ફંડમાં રૂ. ૨૩૦૦), ગણદેવીના દોખમાના ફંડમાં રૂ. ૧૫૦૦).

૨૮. સર જમશેદજીએ પૂનામાં મોટો બંધ સુધારવા અને તેમાં નવા સાંચા મંગાવવા માટે રૂ. ૮૦૦૦૦) આપ્યા.

૨૯. સુરત ફારસી મદ્રેસા માટે રૂ. ૬૦૦૦), ને મુંબઈ "નેટીવ જનરલ લાયબ્રેરી "ને પુસ્તકો ખરીદવા માટે રૂ. ૨૦૦૦) આપ્યા હતા.

૩૦. ગોવાના ગરીબોને વહેંચવા રૂ. ૩૦૦૦૦), પોરબંદરના આંધળાઓ અને નિરાધારના ફંડમાં રૂ. ૧૫૦૦), ડિસ્ટ્રીકટ બેનીવૉલેન્ટ સોસાઇટીના ફંડમાં રૂ. ૧૦૦૦), કૉલેજ–ઓફ–સાયન્સ ને પૂનાની ઇજનેરી કૉલેજના વિદ્યાર્થીઓને બિછાનાઓ ખરીદી આપવા માટે રૂ. ૧૦૦૦૦), પુના કૉનવેન્ટ ફન્ડમાં રૂ. ૧૫૦૦), ડેવીડ સાસુન એસાયલમને રૂ. ૨૫૦૦), એલ્ફિન્સ્ટન કૉલેજની મદદના ફન્ડમાં રૂ. ૧૭૦૦).

૩૧. બુંદેલખંડના દુકાળ ફંડમાં રૂ. ૧૦૦૦) એમણે આપ્યા હતા.

૩૨. લંકાના વિદ્યાર્થીઓને સહાય માટે એમણે રૂ. ૩૦૦૦૦) ની મોટી રકમ આપી હતી.

૩૩. વિકટોરીઆ ગાર્ડન્સની અંદરના અને બહારના રોનકદાર ફાનસો અને થાંભલાઓ માટે એમણે હજારો રૂપિયા આપ્યા હતા. એક મોટો સ્ટીમનો બંબો પણ લઇ આપ્યો હતો.

આ પરોપકારી ગૃહસ્થ શેરસટ્ટામાં પાયમાલી ઉપર પહોંચ્યા. એમની મિલકત રૂપિયા એંસીલાખની હતી. કરજ રૂ. ૧૩૦૦૦૦૦)

નું હતું. એમણે પોતાની કુલ મિલ્કત સરકારી લવાદો નિમાવી તેમને સોંપી દીધી. લવાદોએ એમને માત્ર ગુજરાન પુરતું પાછું આપ્યું. ઈ. સ. ૧૮૬૩ માં રૂસ્તમજીએ વસીઅતનામું કર્યું હતું. તેમાં રૂપિયા એકાવનલાખની બાદશાહી રકમ જુદી કાઢીને લોકલ આગ, દુકાળ, ધરતીકંપ રેલની આફતોમાં દેશ અને જાતિ જોયા વગર મદદ આપવાની યોજના હતી. શેરસટ્ટો એ ખાઇ ગયો.

ઈ. સ. ૧૮૭૨ માં એમનું મરણ થયું. તેઓ પર વરસના હતા. એમનાં સર્વે કુટુંબીઓને લાગુ પડતું જલંદરનું દર્દ પણ એમને લાગુ પડયું હતું. પારસી ભાઇઓએ એની યાદગીરીમાં સભા ભરીને સ્મારક માટે રૂ. ૨૦૦૦૦) ભર્યા હતા. એમની સાદાઇ, સરળ ભાવ અને મનની ઉદારતા બહુ મોટાં હતાં. શ્રી. જમશેદજી તાતા પછી પારસી કોમમાં એમની સખાવત આવે છે. એમના માટે પારસી કોમને અથાગ માન હતું. જાહોજલાલીમાં જે માન મળતું તે કરતાં પડતીના સમયમાં એમને વધારે માન મળવા લાગ્યું.

# શેઠ સોહરાબજી જમશેદજી જીજીભાઇ

**ધ**નપતિ શાહ સોદાગરના પુત્રો ધનના નશામાં લપટાઇને મોજશોખ પાછળ ન તણાય એવા દાખલાઓ કવચિત મળે છે. આવા પુરૂષો પોતાના પિતાની પેઠેજ જનકલ્યાણનાં મહાન કાર્યો કરે છે. પરંતુ તેવા બહુ જુજ દેખાય છે. સર જમશેદજીની પત્ની ઉદાર હતી. મોટો પુત્ર પણ પ્રમાણમાં ઠીક હતો. બીજો પુત્ર તો પિતાથી પણ વધી ગયો, ત્રીજો પણ ઉદાર હતો. પુત્રી પીરોજબાઇ પણ ઠીક હતી. અને સૌથી શ્રેષ્ઠ પોતે સર જમશેદજી તો અખંડ કીર્તિ મેળવી ગયા છે. આખું કુટુંબ ભલમનસાઇ, સારાં કામો અને જાહેરસેવામાં નિમગ્ન હતું. સર જમશેદજીના વંશજો (બૅરોનેટો) પારસી કોમના વડા અકાબર તરીકે પેઢી દર પેઢી રહ્યા હતા. પરંતુ પૈસા પણ ઘટયા હતા. અને સેવાભાવે સર જમશેદજી જેવો અને જેટલો નહોતો. હિંદીઓમાં ત્રણચાર પેઢી સુધી સરસ શુદ્ધ સેવાભાવ અથવા મહત્તા સચવાઇ રહે એ વિરલ છે. જો કે બાબર જેવાના વંશજોમાં છ સાત પેઢી સુધી એ ગૌરવ ચાલ્યું હતું.

સોહરાબજી સર જમશેદજીના સૌથી નાના પુત્ર હતા. રૂસ્તમજી તો ભારે મોટા સખાવતી સદ્‌ગૃહસ્થ હતા. એમના જેવડી મોટી સખાવતો કરવી તે તો સૌને માટે અશકય છે. છતાં સોહરાબજીએ લાખોની સખાવત જરૂર કરી હતી. આ સિવાય ધનવાનોના પુત્રોમાં જે મોટી અશકયતા જેવું જણાય છે તે સરસ્વતીની પણ સોહરાબજી ઉપર કૃપા હતી. તેઓ સાહિત્યસેવક અને લેખક હતા.

શેઠ સોહરાબજી ૧૮૨૫ માં જન્મ્યા હતા. એમણે શરૂઆતમાં ગુજરાતી ગામઠી સ્કુલમાં કેળવણી લીધી હતી. પછી નેટીવ એડયુકેશનલ સોસાયટીની સરકારી શાળામાં જોડાયા. એમના શિક્ષક પ્રખ્યાત શિક્ષક શેઠ નવરોજજી ફરદુનજી હતા. મી. સ્પેન્સર એમને ઘરે અંગ્રેજી ભણાવતા હતા. એમણે પોતાની ઉલટથી મોગલ ઘરાની શિક્ષકો રાખી ફારસી ભાષાનું સુંદર જ્ઞાન મેળવ્યું હતું. ફારસી બેતો સોહરાબજી રચી શકતા હતા. નાનપણથી જ વિદ્વાનો ભારે શોખ હતો. એમણે પોતાની આસપાસ વિદ્યાહરતકોનું મંડળ ભેગું કર્યું હતું. સોહરાબજીને નાટકચેટકને બદલે સાહિત્યમાં એમને ઉંડો રસ હતો.

ધનવાન પારસીભાઇઓ લગ્ન વહેલાં કરતા. સોહરાબજી પણ ૧૧ વરસની ઉંમરે પરણ્યા હતા. સોળવરસની વયથી જ સોહરાબજી જાહેર કામોમાં ભાગ લેવા માંડયા. ૨૨ વરસની ઉંમરે તેઓ ઓનરરી જ્યુરર થયા. ૧૯ વરસની ઉંમરે પિતાની પેઢીમાં જોડાયા.

૨૪ વરસની ઉંમરે સોહરાબજીએ "તોહફએ જમશીદ" નામે પુસ્તક ગુજરાતીમાં પ્રગટ કર્યું. ઇ. સ. ૧૮૫૧ માં "અહમદ નામેર" નામે અરબ્બી ચોપડીનો એમણે "તકવીયતે દીન માજદવારા" નામે ગુજરાતી અનુવાદ કર્યો. ૧૮૫૩ માં "રાહે પારસા" નામે એમનું સૌથી જાણીતું પુસ્તક પ્રકટ થયું. એમાં માંસ ખાવું એ પારસીઓની તંદુરસ્તી માટે પ્રતિકૂળ છે એમ ફારસી, અંગ્રેજી, લેટીન અને સંસ્કૃતમાંથી અનેક ઉતારાઓ આપ્યા હતા. સોહરાબજીએ માંસ ખાવાનું છોડી દીધું હતું. એ વનસ્પતિ–આહારી હતા.

ઇ. સ. ૧૮૫૫ માં એમણે "ફિલોસોફીક મંડળ" પોતાની આગેવાની અને કારભાર નીચે સ્થાપ્યું હતું. ૨૬ માસ સુધી એનું જીવન ટકી શક્યું હતું. તેમાં "માણસ જાતની ફરજો અને હૈયાતી" વિષે ભાષણ કરી એમણે સર્વે સ્થળે છપાવી વહેંચ્યું હતું. ૧૮૫૬માં "તોસીફે જરથોસ્ત" નામે પુસ્તક છપાવી વહેંચ્યું હતું. ઇ. સ.

૧૮૭૨ માં વળી પોતાના મિત્ર અને મુનશી એરવદ દાસાભાઈ સોહરાબજીનું જન્મચરિત્ર પ્રગટ કર્યું હતું. ઈ. સ. ૧૮૫૦માં "રૉયલ એશિઆટિક સોસાઇટી" ના સભ્ય તરીકે ચૂંટી કઢાયા હતા.

એજ વરસમાં જસ્ટીસ ઑફ ધી પીસ બન્યા હતા. ૧૮૬૦ માં યુનિવરસિટીના ફેલો નિમાયા હતા.

એમની સખાવતે વળી નવો જ માર્ગ શોધી કાઢયો. નાદાર દેવાદારો નાની રકમ ન ભરી શકવાથી કેદમાં જતા. એમને કેદમાંથી છોડાવવા સોહરાબજી એમના લેણદારો સાથે માંડવાળ કરતા હતા. (૧) પોતાના પિતાજીની વરસી ઉપર દેવાદારોને છોડાવવા રૂ. ૬૦૦૦) આપ્યા ને વડોદરાના કેદીઓ ૫૦૦૦) આપી છોડાવ્યા. અમદાવાદના કેદીઓને રૂ. ૧૫૦૦) ભરી છોડાવ્યા. કરૂણરસિક સંયોગોમાં કેદખાને પડેલી પારસી બાઈને એમણે કરજ ભરી છોડાવી હતી.

સર જમશેદજી જીવતા હતા ત્યારે એકલા એમના હાથેથી જ સખાવતો કરાતી હતી.

ઈ. સ. ૧૮૬૦ ના "પેટ્રીઆટીક ફંડ"માં રૂ. ૭૫૦) ભરી સોહરાબજીએ સખાવતની શરૂઆત કરી. પછી એટલી જ રકમ વાડીઆજીવાળા ગોદીઓના ફંડમાં ભરી. એના પછી એક ખ્રિસ્તી મંડળને દવાના કામ માટે રૂ. ૭૦૦) આપ્યા. નેટીવ જનરલ લાયબ્રેરીને પુસ્તકો ખરીદવા રૂ. ૧૫૦૦) આપ્યા. એક અંગ્રેજના નિરાધાર બાળકોના ફંડમાં રૂ. ૧૦૦૦) ભર્યા. સુરત જીલ્લાના માંડવી ગામમાં આગ લાગી તે ફંડમાં રૂ. ૫૦૦૦) મોકલી આપ્યા. મોંઘવારી ફંડમાં રૂ. ૧૫૦૦) ભર્યા, આમ અનેક ફંડોમાં ઘણી રકમો આપી છે.

૧૮૬૪ માં સોહરાબજી ગુજરાતના પ્રવાસે નીકળ્યા તેમાં નીચે મુજબ સખાવતો કરી હતી.

૧. રાંદેર ખાતે શાળા ચાલુ કરવા રૂ. ૫૦૦૦) આપ્યા.

૨. ભરૂચ ખાતે મોટો ઓવારો બંધાવી આપ્યો હતો.

૩. સરકારી હોસ્પીટલ બાંધવા માટે રૂ. ૩૦૦૦૦) આપ્યા.

૪. વડોદરાની સ્કુલમાં રૂ. ૫૦૦૦) આપ્યા.
૫. વડોદરા પ્રાંતમાં વરતાલ ગામમાં તળાવ બાંધવા માટે રૂ. ૫૦૦૦) આપ્યા.
૬. વડોદરામાં ધર્મશાળા બાંધવા માટે રૂ. ૧૦૦૦૦) આપ્યા.
૭. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ઇનામી નિબંધ માટે રૂ. ૨૫૦૦).
૮. હેમાભાઇ ઇન્સ્ટીટયુટને રૂ. ૨૦૦૦) ભેટ આપ્યા.
૯. ટ્રેનીંગ કૉલેજ અને લાયબ્રેરીને રૂ. ૫૦૦૦) આપ્યા.
૧૦. અમદાવાદમાં ધર્મશાળા માટે રૂ. ૧૫૦૦૦) આપ્યા.
૧૧. સુરત હાઇસ્કુલના મકાન માટે રૂ. ૩૫૦૦૦) સરકારને ઈ. સ. ૧૮૬૫ માં સોંપ્યા હતા. પાછળથી બીજા રૂ. ૩૫૦૦) આપી રૂ. ૩૮૫૦૦) આપ્યા હતા.
૧૨. ૧૮૬૬ ના ઓરિસ્સા દુકાળ ફંડમાં રૂ. ૨૦૦૦૦) ની મોટી રકમ ભરી હતી.

શેરસટ્ટામાં સોહરાબજી પણ સપડાયા. એમને ચાલીસલાખની મોટી ખોટ ગઇ હતી. ત્યારથી છોડી સાહિત્યમાં જ આનંદ મેળવતા હતા. સાદાઇ, સચ્ચાઈ અને સાહિત્યશોખ એ એમના ગુણો હતા.

પિતા, ભાઇઓની પેઠે જલંદરના રોગમાં ૧૮૮૨ માં ૫૬ વરસની ઉંમરે એઓનું મરણ થયું હતું.

*

## સરના પીરોજબાઇ

પારસીઓમાં સર જમશેદજીનાં એક જ પુત્રી આલાડકા નામે ઓળખાતાં હતાં. ગુજરાતી જ્ઞાન મેળવ્યા પછી અંગ્રેજ બાઈના હાથ નીચે અંગ્રેજી જ્ઞાન મેળવ્યું હતું. એ બાઈએ પણ ઘણી નાની મોટી સખાવતો ખાનગીમાં કરી છે. પિતા માતાનો ઉદારતાનો વારસો સૌ બાળકોને મળ્યો હતો.

આ પ્રમાણે પહેલા હિંદી બૅરોનેટનું કુટુંબ પણ દાની હતું.

# જગતશેઠ મહતાબચંદ અને સરૂપચંદ

જગત શેઠ ફત્તેહચંદના પુત્રો મરણ પામ્યા હતા. આણંદચંદ અને દયાચંદ બન્ને મરણ પામ્યા હતા. જગત શેઠ ફત્તેહચંદ પછી એમના મોટા પુત્ર આણંદચંદનો પુત્ર મહતાબચંદ જગત શેઠ થયો. બીજા પુત્ર ઉદાવત્તચંદ મહારાજ એટલે પાટવીકુંવરની જગ્યાએ આવ્યો. જગત શેઠ ફત્તેહચંદ મરણ કાંઠે હતા. એમણે પૌત્રોને પાસે બોલાવ્યા.

"છોકરાઓ, તમને મરતાં પહેલાં એક ભલામણ કરવી છે."

"આજ્ઞા દાદાજી, અમે તમારૂં છેલ્લું વચન પાળીશું."

"મેં તમને જીવતાં રાજ્યકાજમાં પડવા દીધા નથી. તમે વેપારને સંભાળ્યો છે. બંગાળમાં બહુ ખરાબ સમય આવે છે. અલીવર્દીખાં પછી મને બંગાળમાં અંધારૂં લાગે છે. રાજ્યલોભ, મરાઠાઓની લૂંટફાટ અને નવાબની નબળાઇથી બંગાલનું સત્યાનાશ હું જોઉં છું. તમે સાવચેત રહેજો. અતિખરાબ વખત હું જોઉં છું."

"દાદાજી, અમે સાવચેત રહીશું. બેફિકર રહો."

"તમે સાવચેત રહેજો. સાથે રાજકાજમાં ભાગ લેવો છોડી દેજો. એ હવે અંધારો કૂવો છે. એમાં ડૂબીને મરવાનું છે."

"અમે રાજકાજમાં ભાગ લેશું નહિ."

"તમે નહિ લ્યો તો પણ તમને બળજબરીથી રાજકાજ ખેંચી જશે. માટે એ લોભમાં પડશો નહિ. આપણને દિલ્હીના બાદશાહનું

પીઠબળ હતું, તે ખોરવાઈ ગયું છે. અંગ્રેજો ઉપર આપણે ભરોસો રાખશું નહિ. નવો નવાબ ઘણું કરી સીરાજ આવશે. એનો વિશ્વાસ કરાય નહિ. માટે સાવધ રહેજો."

"અમે બનતી સંભાળ રાખીશું દાદાજી. આ બધાં બળોથી દૂર રહીશું. અમારે તો વેપાર સાથે કામ છે. રાજદ્વારી દોરડાં અમારે ખેંચવાં નથી."

"પરંતુ તમારી પાસે મોટી દોલત છે. એને સાચવવા માટે તમારે સૈન્યો રાખવાં પડશે. હમણાં ૫૦૦ સૈનિકો છે તેને બદલે ૧૦૦૦ સૈનિકો રાખજો."

"હા દાદાજી, અમે એમ કરીશું. સૈનિકોની ભરતી કરીશું."

"છોકરાઓ, તમારે આત્મરક્ષણ કરવું પડશે. મેં તમને હથિયારોની તાલીમ અપાવી છે. કુટુંબમાં એ ચાલુ રાખજો."

"હા દાદાજી, અમારા વંશજોને અમે લડાયક તાલીમ આપશું."

"તમારી મોટી દોલત એક ઠેકાણે રાખવી નહિ, પણ વહેંચી દેવી. હુંડિયોમાં રોકવી, પૂના, દિલ્હી અને દેશી રાજ્યો, જ્યાં પણ સલામતી જુઓ ત્યાં રોકજો."

"દાદાજી, એ અમારા ધ્યાનમાં છે, અમે એમ કરીશું."

દાદાજીએ પ્રાણ છોડયા.

અલીવર્દીખાંને ત્રણ પુત્રીઓ હતી. પુત્રસંતતિ નહોતી. એના સર્વે દોહિત્રોમાંથી એણે સીરાજ ઉદ્દૌલાને પસંદ કર્યો હતો. સીરાજને એના નાનાએ અત્યંત લાડમાં ઉછેર્યો હતો. આથી એ પોતાના નાનાના કબજામાં પણ નહોતો. સ્વચ્છંદી બની ગયો હતો. નાનાનો એના ઉપર બહુ પ્રેમ હતો. આથી એની સ્વચ્છંદતા સહી લેતા હતા. આગળ જતાં સુધરશે એવો ખોટો સધિયારો પોતાના હૃદયને આપતા હતા. અલીવર્દીખાં ભાસ્કર પંડિતના ખૂન પછી ઝાઝો સમય

જીવ્યા નહિ* જગત શેઠના મરણ પછી એનું તરત મરણ નીપજ્યું. એના આદેશ મુજબ સીરાજ ગાદીએ બેઠો.

સિરાજ અતિશય વિલાસી, સ્વચ્છંદી અને યૌવન સુલભ અભિમાની હતો. એણે પોતાના મોટા સરદાર હુસેન-કુલીખાનું ધોળે દિવસે પોતાના હાથે ખૂન કર્યું હતું. નાગેરની મહાન રાણી ભવાનીની સ્વરૂપવતી વિધવા પુત્રિ તારાને પકડી લાવવા સૈન્ય મોકલ્યું. તારા ગંગા કિનારે ચેહ ખડકી બળી મુઈ. બીજી સ્વરૂપવતી સુંદરીઓના યૌવનનાં સિરાજ લીલામ કરતો હતો. જમીનદારો ઉપર અત્યંત સખ્તાઇ કરી નાણાં કઢાવતો હતો. પ્રજા ઉપર પણ જુલમ હતો.

મહતાબચંદની માંગણી ન છતાં અસીયાનાં દિલ્હીના શાહે એને જગતશેઠની પદવીની સનંદ મુકી.

જગતશેઠનું મોટું ઐશ્વર્ય, વેપાર, દિલ્હીની લાગવગ અને જમીનદારોએ આપેલો મોભો અસ્તિત્વમાં હતાં. એની સહાય માંગવા અલીવર્દીખાંની દિકરીઓના પતિઓ મહિમાપુરમાં પાલખીઓ દોડાવવા માંડયા. મહેતાબચંદે મીઠા શબ્દોથી પણ મજબુતીથી કોઇના પક્ષમાં દોરાવાની ના પાડી. એ ખટપટના બુરા પરિણામો સમજતો હતો. બધા સરદારો અને જમીનદારો એક અથવા બીજા પક્ષમાં ભળ્યા હતા. માત્ર જગતશેઠ નિર્લેપ રહ્યા. સૌ જમીનદારો ટુંકી દષ્ટિથી પોતપોતાના અંગત સ્વાર્થ તરફ આકર્ષાઈ આખા બંગાળનું હિત હોમવા તૈયાર થયા.

સીરાજે પણ પોતાની સ્વચ્છંદી સત્તા ચારે તરફ વાપરવા માંડી હતી. એ અમીરોના ખજાના લુંટવા માંડયો, જે સામે થાય તેને મારી નાખવા માંડયો. પોતાની માસી અને માસાઓ ઉપર અત્યાચારો ગુજારતો હતો. એમના કારભારીઓને પકડાવીને ફાંસીએ ચઢાવવા

---

* જુઓ પૃ. ૪૪ .

એણે આજ્ઞાઓ આપી. સીરાજનો મહેલ મોજશોખ, વિલાસ અને રંગમહેલની ખટપટોનું ધામ બન્યું. એના માણસો સ્વરૂપવતી સ્ત્રીઓની શોધમાં બંગાળના શહેરોમાં ફરવા લાગ્યા. હેવાનીયત અને પશુબળનાં રાજ્યશાસન શરૂ થયાં. મર્કટે મદિરા પીધી, માતેલો સાંઢ ચોમાસું મહાલ્યો.

બંગાળમાં ખટપટોનો વિકાસ થવા માંડયો. અલીવર્દીખાનની પુત્રિ ઘસીટા બેગમે પોતાના પતિને રાજ્ય અપાવવાની ખટપટો ઊભી કરવા માંડી. શૌકતજંગ ખુલ્લી રીતે સીરાજની વિરૂદ્ધ કાવતરાં કરવા માંડયો. રાજવલ્લભ અંગ્રેજોની મુલાકાતો લઇ સીરાજ સામે ખાનગીમાં ષડયંત્રો રચતો હતો. મીરજાફર સીરાજને ઉથલાવી નાંખવાની યુક્તિ–પ્રયુક્તિઓ બહુ જ ખાનગીમાં કરતો હતો. આખું રાજ્યતંત્ર ખટપટો, અંદરઅંદરની કુસંપી, રાગદ્વેષ અને વેરઝેરથી ભરાઇ ગયું હતું. આવા ચારે તરફના ખટપટી અને વેરઝેરથી ભરેલા વાતાવરણમાંથી છટકી અલગ રહેવાનું કામ જગતશેઠને માટે માત્ર મુશ્કેલ નહિ પણ અશકય જેવું હતું. અંગ્રેજો પણ ભૂખ્યા વરૂઓની પેઠે વસ્તીને નીચોવવા માંડયા હતા. એઓ પોલ જઈ અંદર પેસી જવા માગતા હતા. એમનો હમણાં રાજ્યલોભ પ્રકટ થયો નહોતો. પરંતુ ધનલોભ તો અત્યંત વિશાળ પ્રમાણમાં સૌ જોઇ શકતા હતા. તેઓ પણ ખટપટોમાં ઊંડા ઉતરી સીરાજ વિરૂદ્ધ હીલચાલો કરતા હતા.

દિલ્હીના મોગલ બાદશાહો પણ હવે માત્ર નામના જ રહ્યા હતા. એમના રાજ્ય દરબારોમાં પણ પુષ્કળ ખટપટો અને કાવતરાં ચાલતાં હતાં. બળીઆના બે ભાગ હતા. દિલ્હીની ગાદી ઉપર આલમગીર બીજાને પુતળાની પેઠે બેસાડવામાં આવ્યો હતો. શરીરે તે વૃદ્ધ અને મનથી નબળો હોવાથી મહમદશાહ બાદશાહની વિધવા બેગમ રાજ્યમાં ભારે સત્તા જમાવી રાજકારભાર પોતે ચલાવતી હતી. મરાઠા

ઘોડેસ્વારો હિંદના ઉત્તર ભાગમાં ચોથ અને સરદેશ મુખત્યારી ઉઘરાવતાં લુંટફાટ અને અત્યાચારો કરતા હતા. અબ્દાલીના અફઘાનો પંજાબમાં લૂંટફાટ કરતા હતા.

સીરાજ વિરૂદ્ધ કાવતરાંમાં જગતશેઠ બીલકુલ ભાગ લેતા નહોતા. છતાં એને જગતશેઠ ઉપર શક આવ્યો. જગતશેઠ જેવા સમૃદ્ધિવાન અને શકિતશાળી વ્યકિતના અનેક શત્રુઓ હતા, એઓ નવાબના કાન ભરીને ઉશ્કેરતા હતા.

બંગાળના નવાબ તરીકે સીરાજને સ્વીકારવાનો પરવાનો હજુ દિલ્હીથી આવ્યો નહોતો. જગતશેઠની મારફતે એ પરવાનો હમેશાં આવતો હતો. જગતશેઠને એ પરવાનો મેળવતાં મોટો ખર્ચ અને લાગવગ લગાડવાં પડતાં હતાં. પરંતુ આ વખતે દિલ્હીમાં ભારે અંધાધુંધી હોવાથી ત્યાંથી પરવાનો આવ્યો નહોતો. બંગાળના નવાબપદ માટે જુદી જુદી વ્યક્તિઓ ઉમેદવાર હતી. દિલ્હીમાં ભારે ખટપટો અને લાગવગો લગાવી તેઓ પરવાનાને અટકાવી બેઠા હતા. નવાબ તે માટે જગતશેઠને જોખમદાર ગણતો હતો.

એક દિવસ સીરાજે ભરદરબારમાં આ પરવાના માટે જગતશેઠ ઉપર લાલ આંખ કરી તેના ઉપર ત્રણ કરોડનો દંડ કર્યો. દરબારમાં સૌ અધિકારીઓ કંપી ગયા. જગતશેઠને બંગાળમાં દંડ એ તો અશક્ય જેવી વાત શકય બનતી હતી. મીરજાફર અને બીજા અમીરો વચ્ચે પડયા. નવાબે જગતશેઠને કારાગ્રહમાં નાંખવાનો હુકમ કાઢયો હતો તે તરત રદ થયો નહી, પણ પાછળથી એણે જગતશેઠને છોડી દીધા. પરંતુ બંગાળમાં અસંતોષ વ્યાપી ગયો.

અંગ્રેજોએ સૌથી પ્રથમ મદ્રાસ પ્રાંતમાં રાજ્ય મેળવવાની મહત્વાકાંક્ષા શરૂ કરી. વેપારી તરીકે તેઓએ પ્રથમ કોઠીઓ સ્થાપી. કોઠીઓના રક્ષણ માટે દેશી મનુષ્યોને પોતાના અધિકાર નીચે તાલીમ

આપી સૈન્ય તૈયાર કર્યું. અંગ્રેજોએ રાજાઓ અને નવાબો વચ્ચે તકરારો કરાવવા માંડી. નવાબ પક્ષને મદદ આપીને તેનો વિજય કરાવી બદલામાં મુલક મેળવવા માંડ્યો. ફ્રાન્સના લોકો પણ હિંદમાં પોતાની લાગવગ વધારવા આવ્યા હતા. એમને અંગ્રેજોએ હરાવી પોતાની મહત્તા સિદ્ધ કરી. મદ્રાસ ઇલાકામાં અંગ્રેજોએ ઘણો પ્રદેશ અને લાગવગ મેળવ્યાં હતાં. આ સર્વે મેળવવામાં યુદ્ધો માટે સૈન્યો તૈયાર કરી વિજેતા થવામાં રોબર્ટ કલાઇવે મોટી નામના મેળવી હતી.

કલકત્તામાં પણ અંગ્રેજોએ લાગવગ વધારવા માંડી. તેઓ હમેશાં પ્રમાણિક માર્ગે જતા નહોતા. કોઇ પ્રકારે બંગાળમાંથી ધન-હરણ કરવાની યુક્તિ–પ્રયુક્તિઓ તેઓ અજમાવવા માંડયા. સીરાજે એમનો વિરોધ કરી અંગ્રેજોને જુલમ અને અત્યાચારો કરતાં રોકયા. આથી સીરાજ ઉપર અંગ્રેજો ભારે ખફા થયા. અંગ્રેજોના ગવર્નર હોલવેલે સીરાજ ઉપર કાળી કોટડીમાં સેંકડો અંગ્રેજોને રાત્રીના પુરી રીબાવી મારી નાંખવાનો આરોપ મુકયો ( આ આરોપના ખરા-પણા માટે હવે શક બતાવવામાં આવે છે ). અંગ્રેજોએ હવે ખુલ્લી લડાઇની તૈયારીઓ કરી. મદ્રાસથી રોબર્ટ કલાઇવ કલકત્તે સૈન્ય લઈ આવ્યો. સીરાજે પણ પોતાનું સૈન્ય તૈયાર કર્યું. સેનાધ્યક્ષ મીરજાફરની વિશ્વાસઘાતી હરામીથી નવાબના સૈન્યનો ભુંડો પરાજય પ્લાસી મુકામે થયો. નવાબને પદભ્રષ્ટ કરી અંગ્રેજોએ મીરજાફરને ગાદી સોંપવાની હીલચાલ થઇ.

જમીનદારો ફરી નવાબ ચૂંટવા ભેગા મળ્યા. તેમાં નાટોરનાં સુપ્રસિદ્ધ રાણી ભવાનીએ સંદેશો મોકલ્યો.

“બંગાળના આપણા દેશનો ભાગ્યવિધાતા અંગ્રેજી વેપારી-ઓએ પસંદ કરેલા માણસના હાથમાં મુકવા કોઇ તૈયાર થાય તો તેને પહેરામણીમાં સાથે મૂકેલાં સિંદુર, ચૂંદડી અને બંગડીઓ મારી વતી ભેટ કરવાં.”

છેવટે મીરજાફરને અંગ્રેજોની લાગવગથી ગાદીએ બેસાડવામાં આવ્યો. મીરજાફર નબળો અને ખટપટી હતો. અલીવર્દીખાન સામે પણ એણે ખટપટો ઉભી કરી હતી. એ નવાબનો સેનાધ્યક્ષ લાંબા સમય સુધી હતો. પરંતુ ક્યાંયે એણે પરાક્રમ બતાવ્યું નહોતું,

અંગ્રેજોએ નવાબ મીરજાફરને ગાદીએ બેસાડયો. મીરજાફરે સીરાજને મારી નંખાવ્યો. અંગ્રેજોએ પ્લાસીના વિજય પછી કરોડો રૂપિયા બંગાળમાંથી મેળવી લીધા. મીરજાફર એમના હાથમાં રમકડું થઈ રહ્યો. અંગ્રેજોએ પરગણાંઓ, જાગીરો અને વેપારના હકપત્રો મેળવવા માંડયા. ગમે તેવા અન્યાય ભરેલા હક્કો પણ મીરજાફરની નબળાઇથી એઓ મેળવવા લાગ્યા. એમણે વેપારની મોનોપોલી મેળવી. એમના માલ ઉપર જકાત માફીનો હક્ક મેળવ્યો. બંગાળમાંથી શાસ્ત્રિય રીતે યુક્તિસર ધનહરણ કરવાની ગોઠવણો અંગ્રેજોએ વ્યવસ્થિત રીતે અમલમાં મુકી દીધી.

નવાબ મીરજાફરની ત્રીજોરી ખાલી હતી. પ્રજાનું દૂધ અંગ્રેજો દોહી લેવા માંડયા. નવાબને પ્રજામાંથી મહેસુલ ઓછું મળતું હતું. વેપારની પેદાશ પણ અંગ્રેજો ખાવા લાગ્યા. અંગ્રેજોના અધિકારીઓ આં વખતે બંગાળને ચૂસવા માંડયા. વિલાયતમાં આ લોકો બંગાળમાંથી અનર્ગળ ધનની નદી વહેવડાવવા લાગ્યા. નવાબ તદન ખાલી થઇ ગયો હતો, છતાં અંગ્રેજોને નવા નવા હક્કો આપતો હતો. હુગલીનો જીલ્લો એણે અંગ્રેજોને તાબામાં સોંપી દીધો, અંગ્રેજોને ટંકશાળ ખોલી ચલણના સીક્કા ચલાવવાનો હક્ક એણે સુંપરદ કર્યો. આ ટંકશાળ અંગ્રેજોએ ખોલી એટલે જગતશેઠને મોટું આર્થિક નુકશાન થયું, અત્યાર સુધી માત્ર જગતશેઠને જ સીક્કા પાડવાનો અખત્યાર હતો, જગતશેઠ પાસેથી હોલ્વેલ સાહેબે મોટી રકમ–પૈસા માંગ્યા તે ન મળવાથી એણે જગતશેઠનું સત્યાનાશ વાળવા ધમકી આપી. જગતશેઠ મહેતાબચંદ પણ વિચિક્ષણ પુરૂષ હતા. નવાબી સાથે પોતાની

સત્તાનો સૂર્ય પણ એમને આથમતો દેખાયો, આથી એમણે હવે ધર્મ ઉપર ધ્યાન દેવા માંડયું. બે હજાર સૈનિકોનું અંગત સૈન્ય લઈ એઓશ્રી સમેતશિખરની યાત્રાએ ચાલ્યા ગયા. ત્યાં લાંબો સમય એમણે ગાળી નાંખ્યો.

મીરજાફરના પુત્ર મિરાને સીરાજને મારી નાંખ્યો. મિરાન ઉપર વિજળી પડતાં તે બળી ખાખ થયો. મીરજાફર પણ અપંગ થઈ ગયો. અંગ્રેજોને યુદ્ધ ખર્ચના અને કરજના હપ્તા ભરી શકતો નહોતો. અંગ્રેજો પ્રથમ પોતાની વેપારી અને આર્થિક બાબદો સિવાય આંતરિક વહીવટમાં હાથ નાંખતા નહોતા, હવે તેઓ ધીમે ધીમે સર્વે ખાતાઓમાં માથું મારવા લાગ્યા. નાણાંનો પ્રવાહ નવાબના ખજાનાને બદલે અંગ્રેજોની ટ્રીઝોરી તરફ વહેવા લાગ્યો. સૈન્યને નવાબે ઓછું કરી નાંખ્યું હતું, તેને પણ પગાર નવાબ નિયમિત આપી શકયો નહિ, આથી સિપાઇઓએ બળવો કર્યો. ચારે તરફ અરાજકતા ફેલાઇ.

રાજ્ય કારભાર પોતાની અશક્તિને લીધે મીરજાફર ચલાવી શકયો નહિ. એણે મીરકાસમ નામના પોતાના જમાઇ ઉપર રાજ્ય શાસનની જવાબદારી મુકી દીધી. મીર કાસમે સસરાને પગલે ચાલીને અંગ્રેજ અધિકારીઓને મોટી લાંચો આપી બંગાળની રાજ્ય ગાદી ખરીદી લીધી. એ બંગાળનો છેલ્લો નવાબ હતો.

મીર કાસમની આર્થિક હાલત પણ બગડેલી હતી. ખજાનો તદ્દન ખાલી હતો. પ્રજા પાયમાલ થતી હતી. વેપારને અંગ્રેજો પોતાનો બનાવી રહ્યા હતા. મુર્શિદાબાદનો ધનભંડાર તળીઆ-ઝાટક થઇ ગયો હતો.

અંગ્રેજોએ અંહીથી તંહીથી નબળા નવાબો પાસેથી હક્કો મેળવવા માંડયા હતા, તેમાં મીરજાફરે તો હુગલી જીલ્લો એમને આખો કૃષ્ણાર્પણ કરી દીધો હતો. ટંકશાળ માત્ર જગતશેઠો જ

બંગાળમાં ચલાવતા હતા. મીરજાફરે અંગ્રેજોને ટંકશાળ બાંધી સીક્કા છાપવાનો હક્ક આપી એ ચલણને પણ કાયદેસર ઠરાવ્યું. જગતશેઠના વેપારો તો અંગ્રેજોએ બરબાદ કર્યા હતા, પરંતુ ટંકશાળનું કામ પણ લઈ લેવામાં આવ્યું હતું.

મીર કાસમ નવાબને જગતશેઠ મદદ કરવા માંગતા હતા છતાં મીર કાસમ પણ એમને અંગ્રેજોના મળતીઆ ધારતો હતો. બંને બાજુએ એમના ઉપર સુડી સોપારી જેવું થયું. એણે છુપા જાસુસો જગત શેઠ ઉપર મુકયા. મીર કાસમ મુર્શિદાબાદમાંથી અંગ્રેજોના દબાણમાંથી છુટવા રાજ્યધાની મુંગેરમાં લઇ ગયો. એણે જગત શેઠને મુંગેર આવી રહેવા ફરમાવ્યું. જગત શેઠને આજ્ઞા માનવા વગર બીજો અર્થ નહોતો.

મીરકાસમ યુવાન, તેજસ્વી અને બુદ્ધિમાન હતો. એણે જોયું કે અંગ્રેજ અધિકારીઓને મોટી લાલચો આપીને નવાબ પદે આવ્યો છે. પરંતુ અંગ્રેજોની લાલચ દિનપ્રતિદિન વધતી જ જાય છે. એને મીરજાફરની પેઠે પુતળા નવાબ થવું નહોતું. મીરજાફરની મોજમજાહ એને ફનાગીરીની રીતો એણે પકડી નહિ. મીરકાસમે રાજ્યધાની બદલી નવું સૈન્ય રાખ્યું. એણે નવાબીના વિલાસને બહુજ ઘટાડી નાંખ્યો. અંગ્રેજોને લાલ આંખ દેખાડવા માટે મજબુત સૈન્યો ઉભા કરવાની ત્રેવડમાં એ પડયો. એણે અંગ્રેજોની યુદ્ધ પદ્ધતિ જોઇ હતી. જુના હિંદની પદ્ધતિથી એમના શિસ્ત બદ્ધ સૈન્યની સામે ઉભું રહેવું મુશ્કેલ છે એ સારી રીતે સમજતો હતો. મીર કાસમે પણ શિસ્ત બદ્ધ સૈન્યો ઉભાં કરવા માટે ફ્રેન્ચોને ચંદરનગર પુછાવ્યું. ફ્રેન્ચોનો અંગ્રેજોના હાથે પરાજય થયો હતો એટલે અંગ્રેજો ઉપર તેમને ભારે રોષ હતો. એમણે પોતાના અધિકારીઓ નવાબની નોકરીમાં મુકયા.

અંગ્રેજોનો વેપાર માફી નવાબે વગર જકાતે કરવાનો પરવાનો આપ્યો હતો. દેશી વેપારીઓને જકાતો આપવી પડતી હતી. આથી બંગાળનો વેપાર સર્વે અંગ્રેજોના હાથમાં ગયો. નવાબને જકાતની રાતી પાઇ મળતી નહિ. નવાબને પૈસાની જરૂર હતી. એણે અંગ્રેજોના માલ ઉપર પણ જકાત નાંખી. અંગ્રેજોએ રાતી આંખ બતાવી. મીરકાસમની તૈયારીઓ પુરી થઈ નહોતી. એણે એ વખતે નમતું આપ્યું. અંગ્રેજોની જકાત ફરી માફ થઈ.

મીરકાસમ જાતે બધું કામ જોતો. તે વિચિક્ષણ માણસ હતો. એણે રાજતંત્રમાંથી સર્વે પોલ કાઢી. એણે સૈન્યને તૈયાર કર્યું. પોતાને એ હવે બળવાન માનવા લાગ્યો. એણે આજ્ઞાપત્રિકા કાઢીને ઘોષણા કરી કે દેશના વેપારીઓનેજ માત્ર જકાત આપવી પડે છે આથી એમને હરિફાઈમાં મોટી નુકશાની ભોગવવી પડે છે આથી બંગાળના સર્વે વેપારીઓને બધી જાતના કરો, ચોકીદારના ઉઘરાણા, જકાત, વેરામાંથી મુક્ત કરવામા આવે છે.

અંગ્રેજ વેપારીઓ મીરકાસીમની આ રાજ્યનીતિથી બહુ ખીજાયા. એમનો વેપાર એકહથ્થુ હતો તે તૂટવા માંડયો. નવાબ આવી યુક્તિ વાપરીને ઉલટી ખોટ ખાશે એમ તેમના માનવામાં આવ્યુંજ નહોતું પરંતુ જ્યારે ખરેખર તેમ બન્યું ત્યારે અંગ્રેજો ઘણા ખીજવાયા. એમણે નવાબને સમજાવવા પ્રયત્ન કર્યો. પરંતુ નવાબ ન્યાય ઉપર હતો. તેની દલીલોનો જવાબ અંગ્રેજો આપી શક્યા નહિ.

દિલ્હીનો શાહજાદો શાહ આલમ નિરાધાર થઇ કલકતે આવ્યો હતો. એને શસ્ત્ર તરીકે વાપરી બંગાળા, બિહાર અને ઓરીસાના પ્રદેશનો પટો લખાવી લેવા તજવીજો થઈ. મીર કાસમને એની બાતમી મળી. હવે અંગ્રેજો સામે એણે ખુલ્લી દુશ્મનાવટ દેખાડવા માંડી.

અંગ્રેજોના મિત્ર એવા જાગીરદારોને એણે પકડવા માંડયા. અંગ્રેજો પણ તૈયાર હતા.

અંગ્રેજો અને મીરકાસમ વચ્ચે યુદ્ધ શરૂ થયું. ઘેરીઆના મુકામે પહેલું યુદ્ધ થયું. તેમાં નવાબના સૈન્યનો પરાજય થયો. બીજું યુદ્ધ "ઉધુયાન નાળા" ના મથકે થયું. અહીં નવાબ મજબુત કિલ્લેબંધી કરી રહ્યો હતો. પરંતુ નવાબના સૈન્યમાંથી કોઇએ ફૂટીને અંગ્રેજોને બાતમીઓ પુરી પાડી. અંગ્રેજોએ ઓચીંતો હલ્લો કરી ઉધુયાન નાળાની કિલ્લેબંધી જીતી લીધી. મુર્શીદાબાદ પણ અંગ્રેજોના હાથમાં ગયું હતું. અંગ્રેજોનાં સૈન્યો આગળ વધતાં હતાં. નવાબ પાસે હવે સૈન્ય રહ્યું નહોતું. બધા પલાયન કરી ગયા હતા.

મીરકાસીમે પટણામાં ઓચીંતા અનેક અંગ્રેજોને કતલ કરાવી નાખ્યા.

જગતશેઠ ઉપર એને ભારે રોષ હતો. જગતશેઠ મહેતાબચંદ અને તેના ભાઇ સ્વરૂપચંદને એણે ગંગામાં ડૂબી મરવાની ફરજ પાડી.

દિલ્લી ખાતે મીરકાસમ અત્યંત દરિદ્રતામાં સપડાઈ મરણ પામ્યો. એનું શબ ધૂળમાં રગદોળાતું મળી આવ્યું. એના શબને દિલ્હીના માણસોએ ગરીબના ઉપર દયા કરતા હોય તેમ દફનાવ્યું.

જગતશેઠ મહેતાબચંદ અને સરૂપચંદના મરણની સાથે એમનો વૈભવ, પ્રતિષ્ઠા અને ધન પણ અસ્તાચળ ઉપર જતા સૂર્યની પેઠે અસ્ત થાવાની તૈયારીઓ કરવા લાગ્યાં.

જગતશેઠ મહતાબચંદ અને મહારાજા સરૂપચંદના પુત્રો ખુશાલચંદ અને ઉદીયનચંદને જગતશેઠની પહેલી પ્રતિષ્ઠા બાદશાહ શાહઆલમે અર્પણ કરી. વિશાળ વેપાર, સૈન્ય, હાથી, પાલખી એ સૌ અદૃશ્ય થયાં.

અયોધ્યાના નવાબે પ્રતિષ્ઠા આપી એમને અયોધ્યા બોલાવ્યા. એમને અયોધ્યામાં રહેવા કહેવરાવ્યું પણ એમાં સલામતી નહોતી.

બંને ભાઈઓએ આ સ્વીકાર્યું નહી. નવાબે એમને છુટી કલકત્તે જવા દીધા.

બંગાળની મસનદ ઉપર નવાબ મીરજાફરનો પુત્ર નજુમ-ઉદ્દૌલા બેઠો હતો. પરંતુ તે તો માત્ર પુતળા જેવોજ હતો. કંપનીના નોકરોની નાણા-ભૂખ ખૂબ વધતી જતી હતી, નજુમ-ઉદ્દૌલા પાસેથી કંપનીના અધિકારીઓએ સવા લાખ રૂપિયાની માંગણી કરી પરંતુ તેઓ આપી શકયા નહિ. છેવટે જગતશેઠને જામીન થવું પડયું. એની પાસે બળજબરીથી આ રકમ વસુલ કરાવાઈ. ઈ. સ. ૧૭૬૫ માં કલાઇવે બંગાળાની દીવાની ખાલસા કરી પોતાને હસ્તક લીધી. સર્વ સત્તા કંપનીના હાથમાં ગઈ, નવાબને ગાદીથી પદભ્રષ્ટ કર્યો.

જગતશેઠ ખુશાલચંદને લોર્ડ કલાઇવે બંગાળાની શરાફી સોંપી. હવે તો એમને કાંટાની શૈય્યા ઉપર સુવાનું હતું. એમણે ઇ. સ. ૧૭૬૬ માં કંપની સરકાર ઉપર પોતાના લેણાની ઉઘરાણી કરી. તેમાં ૩૦) લાખ રૂપિયા જગતશેઠે જમીનદારોને ધીર્યા હતા. રૂ. ૨૧) લાખ મીરજાફર અને અંગ્રેજોના સૈન્યોને નીભાવ માટે ધીરવામાં આવ્યા હતા. કંપનીએ રૂ. ૩૦) લાખ જમીનદારો ઉપર લેણા હતા તેની જોખમદારી સ્વીકારી નહિ. પરંતુ ૨૧) લાખ દશ વરસની અંદર ભરી દેવા જણાવ્યું.

કલાઇવ જગતશેઠ ખુશાલચંદનો ઉપયોગ પોતાના સ્વાર્થ માટે કરતો હતો. એણે જગતશેઠ ખુશાલચંદ જે તે સમયે માત્ર ૧૮ વરસની ઉમરના હતા એમને ધમકાવીને કંપનીની જાળમાં એને સપડાવવા માંડયા. જગતશેઠના હાથમાં હજી પણ બંગાળની શરાફી હતી કલાઇવે જમીનદારો પાસેથી જગત શેઠના લેણા રૂપિયા વસુલ કરતા એમને અટકાવ્યા. પ્રથમ કંપનીનું મહેસુલ વસુલ કરો. પછી તમારા લેણાની વસુલાત પાછળ રાખો. જગત શેઠનો પ્રભાવ તોડવાનાં કલાઇવનાં પગલાં સફળ થતાં ગયાં.

ક્લાઇવે છેવટે જગત શેઠને કહાવ્યું કે વરસે ત્રણ લાખ રૂપિયા કંપની તમને આપશે. તમે શરાફીનું કામ અને મહેસુલ ઉઘરાવવાનું કામ છોડી દ્યો. પરંતુ જગતશેઠે આ લાભકારી કામ છોડવા તત્પરતા બતાવી નહિ. ક્લાઇવ પછી વોરન હેસ્ટીંગ ગવર્નર થયો. એ ઘણો સ્વાર્થચતુર હતો. એના અમલમાં જગતશેઠની સત્તાઓ અને સમૃદ્ધિ ઘટતાં ચાલ્યાં. એટલામાં યુવાન વયમાં જગતશેઠ ખુશાલચંદ સ્વર્ગવાસી થયા. એમને કાંઇ સંતાન નહોતું. એના પછી એનો ભત્રિજો હરખચંદ જગતશેઠની પદવી પામ્યો પરંતુ સમૃદ્ધિ, સત્તા, વૈભવ એ સર્વે હવે તદ્દન ઘટી જવા આવ્યાં હતાં. પડતીના અમલની અસર આ જુના કુટુંબ ઉપર થવા લાગી હતી. હરખચંદ જગતશેઠે જૈન ધર્મ મુકીને વૈષ્ણુ ધર્મની દિક્ષા લીધી હતી.

હરખચંદ પછી ઇંદ્રચંદને જગતશેઠની ઉપાધિ અંગ્રેજોએ આપી. એણે જેમ તેમ જગતશેઠનો મોભો જાળવ્યો અને નીભાવ્યો. એમના હાથમાં વેપાર, સત્તા નહોતાં. થોડી જમીનદારી બાકી રહી હતી તેમાંથી મોભો સાચવતા હતા. એમના પછી ગોવિંચંદ જગતશેઠ થયો. પણ સરકારે એની પદવી સ્વીકારી નહિ. જગતશેઠની પદવી બંધ થતાં ગોવીંદચંદે મોજમજાહ અને એશઆરામમાં બધું બાકીનું ધન ઉડાડી દીધું. જગતશેઠ ગરીબીમાં સપડાયા. અંગ્રેજ સરકારને મદદ કરવાની ફરજ પડી. જગતશેઠને માસિક ૧૨૦૦) રૂપિયાની મદદ આપવાની શરૂઆત થઇ પરંતુ કુટુંબ કલેશ પણ આવ્યો. પડતી અને કુસંપ સાથે જ આવે છે. કોર્ટમાં કેસો ચાલ્યા. છેવટે આ કુટુંબ પાયમાલીના શિખરે પહોંચ્યું. હવે એમના કુટુંબમાં જગતશેઠની પદવી નામ માત્ર રહી છે. જગતશેઠ ગોવીંદચંદને પુત્ર નહોતો. તેના દત્તક ગોપાલચંદ જગતશેઠ થયા. તેના દત્તક જગતશેઠ ફત્તેહચંદ થયા. સત્તા, સમૃદ્ધિ, લાગવગ, પ્રતિષ્ઠા, વૈભવ, મહત્તા એ સર્વે અસ્ત થયાં.